# કાયદે આઝમ



૫૫૩

# કાએદે આઝમ

---

મોડા મુસ્લિમોના તારણહારનું
ટુંક જીવન ચરિત્ર

---

સંપાદક અને પ્રકાશક
હુસેનખાન જે. બબરૂ.
નુરપુર, બલુચાવાડ—એહમદાબાદ.

આવૃતિ પહેલી

પ્રત ૩૦૦૦

કીં ૦-૪-૦

# બે બોલ

ખુદાના લાખ લાખ શુક્ર છે કે ૯ કરોડ મુસ્લિમોની આઝાદી, આબાદી અને તરક્કી માટે અણથક પ્રયાસો કરનાર હિંદી મુસ્લિમોના મહાન નેતા "**કાએદે આઝમ**"નું ટુંક જીવન ચરિત્ર ગુજરાતી ભાષામાં ગુજરાતી જાણનાર મુસ્લિમોના હાથમાં મુકવાને શક્તિમાન થયો છું.

સૌથી પ્હેલાં ગુજરાતી ભાષામાં "કાએદે આઝમ"નું ટુંક જીવનચરિત્ર મેં મુંબાઈના મશહુર દૈનીક "ઈન્સાફ"ના તારીખ ૧૫ મી અકટોબર ૧૯૪૦ના અંકમાં લખ્યું હતું પણ તે ઘણુંજ ટુંકું અને મુખ્તસર હતું. પરંતુ આજે ખુદાના ફજલો કરમથી અત્યાર સુધી પ્રગટ થએલા "કાએદે

આઝમ" ના જીવન ચરિત્ર કરતા સૌથી વધુ હકીકતવાળું આ નાનું પુસ્તક આજે હું મુસ્લિમો સમક્ષ મુકી શકયો છું.

આ પુસ્તક પ્રગટ કરવામાં મારો ઉદ્દેશ માત્ર એટલોજ છે કે ૯ કરોડ મુસ્લિમોના આ માનનીય અને ચીર સ્મરણીય નેતાના જીવનથી દરેકે દરેક ગુજરાતી મુસ્લિમ જાણકાર બને અને અને તેમના પયગામ ને સમઝે.

આ જીવન ચરિત્રમાંના કેટલાક પ્રસંગો લાહોરના "ઝમીંદાર" પત્રના ખાસ "લીગઅંક" માંથી લેવામાં આવ્યા છે.

જો આ નાનકડું પુસ્તક ગુજરાતી મુસ્લિમોને કંઇક પણ ઉપયોગી થઈ પડશે તો મારી મહેનત સફળ થઈ સમજીશ.

અહમદાબાદ
૧૦-૫-૪૦ } હુસેનખાન જે. બાબર.

૭૮૬

# કાએદે આઝમ

## અંધકારમાં પ્રકાશ

દુનીઆમાં જ્યારે જ્યારે ઝુલ્મની અવધી થાય છે ત્યારે હમેશા ખુદા કોઈ વિરલ વ્યક્તિને પયદા કરે છે. ઈતિહાસમાં આવા અસંખ્ય દાખલાઓ નોંધાયા છે અને આકાશી પુસ્તકોમાં પણ આવા બનાવો જાહેર કરવામાં આવ્યા છે. જ્યારે મિસર માં ફિરઓન ની બાદશાહી પુર્ણ પણે પ્રકાશી રહી અને

જ્યારે ફિરઓને પોતે ખુદા હોવાનો દાવો કર્યો ત્યારે ખુદા પાકે મુસા અલે૦ ને પયદા કરી ફીરઓની તાકાત નો નાશ કરાવ્યો. એજ રીતે જ્યારે અરબસ્તાનમાં અજ્ઞાનતાની અવધી આવી ગઈ અને ખુન લુટમાર જંગ, અનાચાર અને અત્યાચારો સિમા વટાવી ગયા ત્યારે ખુદાએ અમારા પવિત્ર પેગંબર સલ૦ ને પયદા કર્યા, જેમણે ૪૦ વર્ષની તપશ્ચર્યા ને અંતે અરબમાં એવી ક્રાંતી કરી દીધી કે એ જાહેલ અને બે સમજ અરબો, એ લુટારૂ અને લડવૈયા અરબો, ઈસ્લામનાં ઝંડા હેઠળ આવ્યા પછી તાજો તખ્તના માલીક બની બેઠા, એટલુંજ નહિ બલકે ઈસ્લામી ઝંડા હેઠળ આ તવહીદ પરસ્તોનો પ્રવાહ દુર દુરના મુલ્કો સુધી ફેલાઈ ગયો.

આ હકીકત તો હતી ધાર્મીક ક્ષેત્રની પણ રાજકીય ક્ષેત્રમાં પણ હમેશાં એમજ

બનતું આવ્યું છે કે કોઈને કોઈ વિરલ વ્યક્તિએ જન્મ લઈ કોમોનો ઉદ્ધાર કરી નાખ્યો છે. અમેરીકાને આઝાદી અપાવનાર **જ્યોર્જ વોશીંગ્ટન,** ફ્રાંસનો ડંકો આખા યુરોપમાં ગડગડાવનાર શહેનશાહ **નેપોલીયન,** ઈટલીનો વીર **ગેર બાલ્ડી,** આયર્લેન્ડનો મુક્તિ દાતા **ડી વેલેરા,** તુર્કીનો તારણહાર **મુસ્તુફા કમાલ પાશા** અને એવા બીજા અસંખ્ય પુરૂષો ના નામો ઈતિહાસમાં આપણને દેખાય છે જેમણે પ્રતિકુળ સંજોગોમાં જન્મ લઈ કોમો અને મુલ્કોની આઝાદી માટે જંગો ખેલ્યા હતાં.

આજે હિંદુસ્તાનમાં પણ એક એવી મહાન મુસ્લિમ હસ્તીનો જન્મ **થયો** છે જેણે હિંદના નવ કરોડ મુસ્લમાનોને એકત્ર કરી આઝાદી અને આબાદીનો રાહ દેખાડયો છે. આ મહાન **હસ્તી** અમારા **કાએદે આઝમ** જનાબ **મુહંમદ અલી જીન્હા** છે.

* * *

## હિંદી મુસ્લિમનો પુર્વ ઇતિહાસ

હિંદમાં મુસલમાનો હીજરી પ્હેલી સદી માં આવ્યા હતા. અને તેમણે એક હઝાર કરતાં ઓછા અને નવસો કરતાં વધુ વર્ષો સુધી આ દેશ પર હુકુમત કરી હતી. મહાન મુગલ શહેનશાહ ઓરંગઝેબ રહે. ના સમયમાં મુગલ સામ્રાજ્યની સિમા હિંદના બહુ મોટા પ્રદેશ પર ફેલાઈ હતી. પરંતુ મહાન ઔરંગઝેબ પછીના બાદશાહો અત્યંત નબળા અને કર્તવ્ય હીન હોવાથી મુગલ શહેનશાહત ના ટુકડે ટુકડા થઈ ગયા. દુર દુરના સુબાઓ ખુદ મુખ્તાર રાજ્યો બનાવી નવાબ કે બાદ-શાહ બની બેઠા. જેમ એક મહાન વૃક્ષથી છુટા પડયા પછી ડાળીઓ લાંબો સમય સુધી લીલી રહી શકતી તેમ આ નાના મોટા રાજ્યોનું પણ થયું. અંદર અંદરના કજીયા, તાજો તખ્તની લાલચ, મરાઠાઓ અને હિંદુઓના

કાવા દાવા, વીગેરેના કારણે મુગલ શહેનશાહતનો નાશ થઈ ગયો. આ સ્થીતી ૧૮૫૭ સુધી રહી. આ સમય દરમ્યાન ફીરંગી વ્હેપારીઓ, પોર્ટુગીઝ વહાણવટીઓ અને ફ્રેંચ ખારવાઓની આમદ હિંદમાં શરૂ થઈ ગઈ હતી. કલકત્તા, સુરત, ખંભાત અને બીજા દરીયા કીનારાના બંદરોમાં પરદેશી પેઢીઓ સ્થપાઈ ચુકી હતી. આ વ્હેપારી પેઢીઓમાં સૌથી બળવાન અને સદ્ધર અંગ્રેજ વ્હેપારીઓ હતા જેઓ ઈસ્ટ ઈન્ડીયા કંપનીના નામે હિંદમાં વ્હેપાર કરતા હતા અને વહેપારને રક્ષવા લસ્કર વધારતા જતા હતા. આ સમયે હિંદના પડી ભાંગેલા મુગલ સામ્રાજ્યના અવશેષો પર નાના નાના રાજાઓ નવાબો અને જાગીરદારો કબજો જમાવી રહ્યા હતા અને એક બીજા સામે લડી નબળા પડતા જતા હતા. આવા છિન્ન ભિન્ન થએલા સામ્રાજ્યની રાખમાંથી નવું સામ્રાજ્ય ઊભું કરવું અંગ્રેજ વ્હેપારીઓ માટે કંઈ મુસ્કેલ ન હતું.

## દીપક ઓલવાયો.

૧૮૫૭ સુધી દીલ્હીની ગાદી ઉપર છેલ્લો મુગલ સમ્રાટ બીરાજમાન હતો. જો કે પગાર અને દરબાર સિવાય બીજી કંઈ સત્તા ન હતી. છતાંય મુસ્લિમ હિંદની એ એક ટમટમતી આશા હતી. પરંતુ ૧૮૫૭ નો ભયંકર વિપ્લવ થયો અને આ ટમટમતો દીવો સદાને માટે ઓલવાઈ ગયો.

એ પછીના મુસ્લિમ હિંદની હાલત એવી હતી કે જેમ ધણી વગરના ઢોરના ટોળાંની હોય છે. ૧૮૫૭ થી ૧૯૦૦ સુધીની અર્ધી સદી મુસલમાનો માટે ગફલત બરબાદી, દુર્દશા અને હલાકીની સદી હતી. આ અર્ધી સદીમાં અલીગઢના કેળવણી મથકના સ્થાપક સર સૈયદ એહમદે કોમને બેદાર કરવાનો અને નવો રાહ પકડવા માટે કેળવણી તરફ વાળવાનો પ્રયાસ કર્યો.

૧૮૫૭ પછી હિંદની બીજી કોમો સમય પારખી ચુકી હતી. ઉગતા સુર્યને પુજનારી આ કોમોએ જોયું કે મુગલાઈનો અસ્ત થઈ ગયો છે. અને હવે ફીરંગી ઝંડો પુર બહારમાં લ્હેરાનાર છે. તેથી આ તક જવી ન જોઈએ. એ હિસાબે હિંદની બીન મુસ્લિમ કોમો અને અંગ્રેજો વચ્ચે કાવત્રાં ગોઠવાયાં. કેળવાયલા હિંદુઓ સરકારી ખાતાઓમાં ઘુસી બેઠા અને જે કોઇ બહાર રહ્યા તેમણે હકો અને હીતોને નામે સરકાર સાથે સાટાં કરવા માંડયાં. અર્થાત થોડાજ વર્ષોમાં અન્ય કોમો તરક્કી ને છેલ્લે પગથીએ જઈ બેસી અને કમનશીબ મુસ્લિમો, કટમુલ્લાંઓના શિકાર બની બરબાદી અને દુર્ભાગ્ય ના ઉંડાણમાંજ પડયા રહ્યા. આ માંથી જે કોઈ પણ વ્હેલા જાગ્યા તે કેળવણી પામી સીધા સરકારી નોકરીઓમાં જઈ ઘુસ્યા.

### કાએદે આઝમનો જન્મ

જ્યારે સમસ્ત હિંદનું વાતાવરણ આવું

બની રહ્યું હતું ત્યારે ઉ. ઈસા. એલે૦ ની જન્મ તીથી યાને સન ૧૮૭૬ ની ૨૫ મી ડીસેમ્બરની એક પ્રભાતે જ્યારે સુર્યના પ્રકાશમાન કિરણોએ જગતના અંધારાને અજવાળી દુન્યાને જાગ્રત કરી ત્યારે સિંધના પાટનગર **કરાંચી** શહેરના એક પ્રખ્યાત ખોજા વહેપારી ગ્રહસ્થ નું ઘર પણ એક બાળક ના જન્મથી પ્રકાશમાન બની ગયું. કોણ જાણતું હતું કે ૨૫ મી ડીસેમ્બરની નવલી પ્રભાતે જન્મેલો આ બાળક હિંદી મુસ્લીમોનો માર્ગદર્શક અને કાએદે આઝમ બનશે ? કોણ જાણતું હતું કે આ બાળક અર્ધી સદી પછી હિંદી રાજકરણનો એક પ્રકાશીત સુર્ય બનશે ? કોણ જાણતું હતું કે ૯ કરોડ વીખરાયલા દાણાઓને એકતાની દોરીમાં પરોવવાનું સદ ભાગ્ય આ બાળકને પ્રાપ્ત થશે ?

પરંતુ કુદરત તો જાણતી હતી જ અને આજે આપણે પણ નજરો નજર જોઈ રહ્યા

છીએ કે ૯ કરોડ હિંદી મુસ્લિમોનો એ તારણહાર છે. મુસલમાનો એને **કાએદે આઝમના** માનભર્યા નામથી સંબોધે છે. એટલુંજ નહિ બલ્કે એનું નામ સાંભળતાંજ દુશ્મનોમાં ધરતીકંપ થઈ જાય છે, અને આખી દુન્યા આજે એને **મુહમદ અલી જીન્હા** ના નામથી ઓળખે છે.

કોઈ મશહુર ઉર્દુ શાયરે જાણે આ વિરલ વ્યક્તિને માટે જ કહ્યું છે કેઃ—

હઝારોં સાલ નરગીસ અપની બેનુરીપે રોતી હય
બડી મુશ્કીલસે હોતા હય ચમનમે દીદહવર પયદા

અરે પણ આપણે તો બહુ આગળ નીકળી ગયા! વાંચક બિરાદર, જઝબાતના પ્રવાહમાં ખેંચાઈ જવાને બદલે આવ આપણે આ વિરલ વ્યક્તિના જીવનપર ઠેઠ બાળપણથી નજર કરતા ચાલીએ કે જેથી આપણને તેના અદ્ભૂત જીવનમાંથી કંઈ જાણવાનું અને કંઈક શીખવાનું મળે!

## કેળવણી.

જોવામાં આવ્યું છે કે શ્રીમંતના બાળકો અને કેળવણી વચ્ચે ઘણે ભાગે મેળ ખાતો નથી. કારણ કે લાડપ્યારમાં ઉછરતા બાળકો મોજશોખમાં ફસાઈ કેળવણી પ્રત્યે દુર્લક્ષ્ય કરી દે છે, પરંતુ ભાવિહિંદના રાજકરણમાં જે એક અગત્યનો ભાગ લેનાર હતો એવો બાળક, શ્રીમંત હોવા છતાંય કંઈ અજબ બુદ્ધીબળ વાળો અને ચપળ હતો. આ બાળકને કેળવણી પ્રત્યે કંઈ એવી ચાહના હતી કે એ ચાહનાએ એવી ખરાબ અસરોને નજીકજ ન આવવા દીધી.

પ્રાથમીક કેળવણી કરાંચીની મ્યુનીસીપલ શાળામાં લીધા પછી માધ્યમીક કેળવણી મીશન હાઈસ્કુલમાં મેળવી. અહિ આ વિચક્ષણ બાળકે દીનપ્રતિદીન અત્યંત તરક્કી કરી અને છેવટે મુંબાઈ યુનીવર્સીટીની મેટ્રીકની પરીક્ષા પસાર કરી.

## ઈંગ્લેંડ માર્ગે.

કેળવણીના આ શોખીન યુવાનમાં હવે ઉંચી કેળવણી લેવાની અને કાયદાનો અભ્યાસ કરવાની તાલાવેલી લાગી. શ્રીમંત માબાપના પુત્ર માટે વિલાયત કંઈ દુર નથી! સન ૧૮૯૨ માં ૧૬ વર્ષની કુમળી વયે મુહંમદ-અલીએ વધુ અભ્યાસ અર્થે ઈંગ્લેંડનો માર્ગ લીધો.

લંડન પહોંચી તેઓ "લીંકન્સ ઈન"માં દાખલ થયા અને ૪ વર્ષ સુધી કાયદાના પોથાં થોથાંનો અભ્યાસ કરી બેરીસ્ટરની પરીક્ષા પસાર કરી લીધી. એ ઝમાનામાં બેરીસ્ટરી, હાલના જેવી સોંઘીને સરળ ન હતી. કઠણ અભ્યાસક્રમ અને ભેજાંનું પાણી કર્યાં પછીજ કોઈ ભાગ્ય-શાળી આવી ડીગ્રી મેળવી લેતા.

ઈંગ્લેંડમાં અભ્યાસ શરૂ કર્યો ત્યારે વય માત્ર ૧૬ વર્ષનું હતું. ૧૬ વર્ષનો હિંદી **યુવાન એટલે જાણે એક કાચી વયનો છોકરો.**

એમનો દેખાવ, ચેહરો વીગેરે સંબંધે લંડનના હિંદી વર્તુળોમાં કેવા વીચારો ધરાવવામાં આવતા હતા તે સંબંધે અમે માત્ર અહિંઆં એકજ વાકય લખીશું. કોઈએ તેમના જાહેરી દેખાવ સંબંધે લખ્યું હતુ કે એક લાંબો દુબળો પાતળો છોકરો જેના મુખનો રંગ પીળો છે અને જે લાંબો કોટ પ્હેરે છે તે વકીલાતની પરીક્ષા આપવા માટે હિંદથી અત્રે આવ્યો છે.

૪ વર્ષ પછી આ દુબળો પાતળો છોકરો બેરીસ્ટર બનીને ૧૮૯૬માં હિંદ આવે છે. પરંતુ ૨૦ વર્ષની ઉમરનો યુવાન બેરીસ્ટર જ્યારે વતનમાં પગલાં માંડે છે ત્યારે ભાગ્યનો પાસો પલટાઈ ગએલો હોય છે.

## આર્થીક મુશ્કેલીઓ

વતનમાં આવતાંજ એ જોઈને હેરાન થઈ જાય છે કે તેઓ જે હાલતમાં ઘર છોડી ગયા હતા તે હાલતમાં હવે ઘર નહતું. પિતાનો

વહેપાર તૂટી ગયો હતો, ખોટમાં તમામ ધન દોલત ખેંચાઈ ગઈ હતી. આથી આ યુવાન બેરીસ્ટરને અનેક આર્થિક મુશ્કેલીઓનો મુકાબલો કરવો પડયો. તેઓ કરાંચીને હેલ્લી સલામ કરી મુંબાઈ આવ્યા અને વકીલાત શરૂ કરી દીધી.

૧૮૯૭ માં વકીલાત શરૂ કરી. પણ પાટીયું લગાડતાંજ કંઈ ગ્રાહકોને ધાડાં તો આવતાંજ નથી. કદાચ કોઈ એમ કલ્પના કરતા હશે કે જીનાહ બેરીસ્ટરનું નામ સાંભળી ગ્રાહકો ઉલટ્યા હશે ! પણ નહિ. ત્રણ વર્ષના લાંબા કાળ સુધી એ સમયના ગુમનામ યુવાન બેરીસ્ટરે ભાગ્યદેવી સાથે જંગ કર્યો પણ કેમેય કરીને ભાગ્યદેવી રીઝી નહિ. મુંબઈ જેવું અજાણેલું શહેર, નવી પ્રજા, નવા માણસો અને નવો નવો ધંધો કોઈપણ નવા ધારાશાસ્ત્રીને મુંઝવણમાં નાખી દે. ત્રણ વર્ષના અથાગ પરિશ્રમને અંતે પણ કામયાબી હાસલ નજ થઈ.

જરા વિચારતો કરો. ઈંગ્લાંડથી તાજેતર-માંજ આવેલા સુટને બુટમાં રહેનારા બેરીસ્ટરને આર્થીક સંકડામણો કેવી સંતાપતી હશે ! નાણાંની જરૂરતો કેવી દુઃખ દેતી હશે ! પણ આ યુવાન બેરીસ્ટરે ખુદા પર અટલ વિશ્વાસ રાખ્યો અને પ્રયાસોમાં કદી પીછે હટ ન કરી. ૪થા વર્ષે ભાગ્યદેવી થાકી. આવા મહેનતુ અને અટલ નિશ્ચયી માણસને પજવવું હવે તો તેની શક્તિ બહાર હતું. ભાગ્યદેવી થાકતાંજ કીસ્મતે હાસ્ય કર્યું. તેમના પિતાના એક મીત્ર જેઓ મુંબઈમાં સારી લાગવગ ધરાવતા હતા તેમણે આ યુવાન બેરીસ્ટરની ઓળખાણ મુંબાઈના જાણીતા એડવોકેટો મેસર્સ મેકફર્સન સાથે કરાવી. આ પેઢીના મુખ્ય સંચાલક મી. મેકફર્સન એક માયાળુ અને મળતાવડા સ્વ-ભાવના અંગ્રેજ હતા. તેમના ચેમ્બર્સમાં અંગ્રેજ બેરીસ્ટરો સિવાય કોઈને આવવાની છુટ નહતી. પણ યુવાન મુહંમદ અલીનો

સ્વભાવ મેકફર્સનને કંઈ એવો પસંદ પડયો કે પોતાના ચેમ્બર્સમાં બેસી પ્રેકટીસ કરવાની રજા આપી. રંગ પલટાયો, રૂઠેલી ભાગ્યદેવી રીઝાઈને મંદમંદ હાસ્ય વેરવા લાગી. નાણાને લગતી આર્થીક સંકડામણો દુર થવા લાગી. પ્રેકટીસ વધતી ચાલી ને જીનાહનું નામ આગળને આગળ આવવા લાગ્યું. જ્યાં જુઓ ત્યાં જીન્હા બેરીસ્ટરના ગુણગાન ગવાતાં હોય ! નામ વધવા સાથે બાહોશી પણ અત્યંત વધી હતી. આથી ૧૯૦૬ માં તેમને મુંબાઈ હાઈકોર્ટના એડવોકેટ નીમવામાં આવ્યા. અને છેવટે ખ્યાતી વધીને દોલત કદમ ચુંબવા લાગી.

## રાજકીય અસર

કાયદા શાસ્ત્રના અભ્યાસકોને રાજકરણની કંઈક હવા તો જરૂર જ લાગે છે. આ યુવાન બેરીસ્ટરે રાજકરણનો પ્હેલો પાઠ હિંદના દાદા “ **દાદાભાઈ નવરોજી** ” પાસે ઈંગ્લેંડમાં

શીખ્યો હતો એમ કહીએતો તેમાં અતીશયોક્તી નહિ ગણાય. કારણકે જ્યારે મી. મુહંમદઅલી ઈંગ્લંડમાં અભ્યાસ કરતા હતા ત્યારે દાદાભાઈ લંડનની "ઈન્ડીયન સોસાયટી" ના પ્રમુખ હતા. આ દાદાભાઈ લંડનમાં હિંદી વિદ્યાર્થીઓ માટે માર્ગદર્શક થઈ પડતા હતા. યુવાન મુહંમદઅલીના સ્વભાવે, દાદાભાઈની તટસ્થ રાજની પુણુતા અને અટલ સચ્ચાઈમાંથી અસર મેળવી હતી અને થોડા વખતમાંજ તેમનાજ રંગમાં રંગાઈ ગયા હતા.

## મી. જીન્હા રાજકરણમાં પ્રવેશે છે.

અત્યાર સુધી આ યુવાન બેરીસ્ટરે માત્ર ભાગ્યદેવી સાથેજ જંગ કર્યો હતો. અર્થાત ૧૮૯૬ થી ૧૯૦૬ સુધીનું જીવન આર્થીક જંગમાંજ વિત્યું હતું. ૧૯૦૬ માં એડવોકેટ નીમાયા પછી રાજકરણ તરફ પણ દ્રષ્ટી કરવા માંડી. આ સમયે હિંદમાં સૌથી આગળ પડતા

નેતાઓમાં શ્રી દાદાભાઈ નવરોજી પણ એક હતા. ઝુરાન મુહંમદ અલીએ યુરોપના વસવાટ દરમ્યાનજ દાદભાઈનું આકર્ષણ તો કર્યું હતું પરંતુ પાછળથી સંસર્ગ વધતાં શ્રી દાદાભાઈએ મી. જીન્હાને રાજકીય ક્ષેત્રમાં પોતાના ખાનગી મંત્રી બનાવ્યા. શ્રી દાદાભાઈ જેવા જાણીતા નેતાના મંત્રી બન્યા પછી તેઓ રાજકરણમાં વધુને વધુ રસ લેવા લાગ્યા એટલુંજ નહિ બલ્કે તેઓ કોંગ્રેસના એક સભ્ય પણ બન્યા.

૧૯૦૬માં કલકત્તામાં કોંગ્રેસની એક બેઠક થઈ. આ બેઠકમાં શ્રી દાદાભાઈ સાથે મી. જીન્હા પણ આવ્યા. આ બેઠકમાં શ્રી દાદાભાઈએ ખુદ મુખત્યાર હુકુમતની યોજના પેશ કરી. આ બેઠકમાં મી. જીન્હાએ પણ પુરજોશ અને પુરદલીલ ભાષણ કર્યું હતું જેણે હિંદના મોટા મોટા નેતાઓને આશ્ચર્યચકિત કરી દીધા. એટલુંજ નહિ બલ્કે આ ભાષણે મી. જીન્હાને આંતર પ્રાંતીય ખ્યાતીના માલીક પણ બનાવી દીધા.

૧૯૧૦ માં અલ્હાબાદની ઈત્તેહાદ કોન્ફરન્સમાં પણ મી. જીન્હા શરીક થયા પરંતુ કોન્ફરંસનું વાતવરણ પ્રતિકુળ હતું તેથી અત્રે તેમને સફળતા ન મળી. આ વર્ષમાં આપ "ઈમ્પીરીયલ લેજીસ્લેટીવ" કાઉન્સીલના મેમ્બર ચુંટાયા. અહિં આપે "વકફ બીલ" મંજુર કરાવ્યું. આપના આ કારનામાએ હવે મુસ્લિમ હિંદનું પણ લક્ષ ખેંચ્યું અને તેઓ હિંદુઓ અને મુસ્લિમોમાં એક સરખા વખણાવા લાગ્યા.

આ ઝમાનામાં તેઓ એક અજોડ વક્તા, મહાન વિચારક, પ્રખર દેશભક્ત અને સફળ ધારાશાસ્ત્રી તરીકે આખા હિંદમાં મશહૂર હતા.

અત્યાર સુધી મી. જીન્હા કોંગ્રેસમાં અને તેની કાર્યનીતીમાંજ રસ લેતા હતા. આ સમયે "મુસ્લિમ લીગ" માત્ર એક બાળક હતી. કારણ કે તેની સ્થાપના સન ૧૯૦૬ માં

થઈ હતી. પરંતુ તે સમયે **લીગ** ઉપર એવા લોકોનો કબજો હતો કે જેઓ મોટે ભાગે સરકાર પરસ્ત હતા. જ્યારે મી. ઝીનાહ ઉદ્દામ વિચારોના હોવાથી તેઓ લીગ સાથે મેળ ન સાધી શકયા. પરંતુ લાગલાગટ કોશીષોના પરિણામે ૧૯૧૩ માં લીગના મૂળભૂત મવાળ સિદ્ધાંતોમાં ફેરફાર થયા અને મી. ઝીન્હા લીગમાં શરીક થયા. આ વખતે લીગે પણ કોંગ્રેસની માફક બ્રીટીશ તંત્રના હેઠળ હિંદને સ્થાનીક પ્રજાનું સ્વરાજ્ય અપાવવાનો પોતાનો સિદ્ધાંત કાયમ કર્યો હતો.

## ઇંગ્લેંડની બીજી સફર

૧૯૧૩ ની એપ્રીલમાં આપે ઇંગ્લેંડની બીજી સફર કરી. છેલ્લાં કેટલાંક વર્ષોથી મી. ઝીનાહ ઉપર મુંબઈ ઇલાકાના એક બીજા નેતા શ્રી ગોખલેના વિચારોની અસર થઈ હતી. યુરોપની આ બીજી સફરમાં શ્રી ગોખલે પણ

સાથી હતા. સ્ટીમરની મુસાફરી દરમ્યાન બંનેને એક બીજાના વિચારો જાણવા સમજવાની સારી તક મળી, પરંતુ તેઓ આંધળું અનુકરણ કરનારાઓમાં ન હતા. મી. ગોખલેના વિચારો સંબંધી જીન્હાએ સારી રીતે વિચાર કર્યો અને એવા પરિણામ ઉપર આવ્યા કે શ્રી ગોખલેની કાર્ય પદ્ધતિ બીજી પદ્ધતિઓ કરતાં તે સમયને માટે વધુ અનુકુળ હતી. શ્રી. ગોખલે સંબંધીના જીન્હાના વિચારોથી ખાસ કરીને તેમના જોડીદારો જીન્હાને મુસ્લીમ ગોખલેના નામથી ઓળખાતા.

મી. જીન્હા સંબંધે શ્રી ગોખલેને બહુ ઉચો મત હતો. મી. જીનાહના ગુણ વાણી અને વર્તન ઉપરથી શ્રી ગોખલેએ કહ્યું હતું કેઃ— " આ માણસ જરૂર એક દીવસ હિંદુ મુસ્લીમ એકતાનો તરફદાર થશે." અને હવે કોણ કહી શકે છે કે શ્રી ગોખલેએ જીનાહ માટે કરેલી પેશીનગોઈ (ભવિષ્યવાણી) સાચી પડી નથી ?

આજે આખું હિંદ જોઇ રહ્યું છે કે હિંદુ મુસ્લિમ એકતા માટે મી. જીન્હા અનેક કોશીષો કરી રહ્યા છે.

## લંડનમાં મી. જીનાહ

લંડનના વસવાટ દરમ્યાન હીંદી વિદ્યાર્થીઓના વિચારોનો ઉંડો અભ્યાસ કર્યો અને અંતે તેમણે ૨૮ જુન ૧૯૧૩ ને દીવસે "ધી લંડન ઈન્ડીયન એસોસીએશન" કાયમ કરવા માટે દરખાસ્ત રજુ કરી તેને ઉદ્દેશતાં આપે જણાવ્યું કે હાલમાં જરૂરત એની છે કે અમે હિંદી વિદ્યાર્થીઓમાં એકતા, અને સ્નેહ સંબંધ વધારીએ. અને તે માટે વારંવાર વાદ-વીવાદ અને વિવેચનોના પ્રોગ્રામ ઘડીએ, સામાજીક મેળાવડા કરીએ અને એક કલબની વ્યવસ્થા કરીએ પણ સાથેજ એ પણ હોવું જરૂરી છે કે વિદ્યાર્થીઓ રાજદ્વારી બાબતોમાં ધ્યાન ન આપે" આ પછી આપે કહ્યું કે:—

"કોણ કહે છે કે ઇંગ્લેંડમાં લોકો સાથે મિત્રતા ન બાંધો, હું તો કહું છું કે જરૂર તમે અંગ્રેજ છોકરાઓ સાથે મળો તેમના જીવન વહેવારનો અંદાજો કરો, તેમની રાજ કરવાની પોલીસી પર ઉંડો અભ્યાસ કરો, તેમની વ્યવસ્થા શક્તિ પર વિચાર કરો......પરંતુ તે સાથે હું તમને એ પણ કહીશ કે તમે હિંદી વિદ્યાર્થીઓ સાથે જેઓ હિંદના જુદા પ્રાંતોમાંથી અહિં આવે છે તેમને જરૂર મળો, તેમની પાસે રહીને વિચારોની આપલે કરો અને એવી રીતે હીંદના દરેક પ્રાંત સાથે સંબંધ સાંધો પરંતુ જ્યાં સુધી વિદ્યાર્થી તરીકે ઇંગ્લેંડમાં રહો ત્યાં સુધી કંઈ પણ પોકાર ન કરો અને તમારે જે કંઈ કહેવું કે કરવું હોય તેને હિંદુસ્તાન પાછા આવો ત્યાં સુધી મુલત્વી રાખો. " યાદ રાખો કે તમારો દેશ હિંદુસ્તાન છે અને તમારી સામે હીંદનો સવાલ છે."

× × ×

હાં ! તો આપણે વાત કરતા હતા શ્રી ગોખલેની. હિંદમાં પાછા આવ્યા બાદ સન ૧૯૧૫ માં શ્રી ગોખલે મૃત્યુ પામ્યા. શ્રી ગોખલે પ્રત્યે મી. જીન્હા કેવો ભાવ રાખતા હતા તે એટલા ઉપરથી જાણાશે કે શ્રી ગોખલેના શોકમાં મળેલી મુંબાઈની એક સભામાં મી. જીન્હાએ પોતાનું હૃદય ઠાલવતાં કહ્યું હતું કેઃ—

" ગોખલેના મૃત્યુનો અમને એટલો શોક છે કે શબ્દો દ્વારા તે જાહેર કરવું અશક્ય છે. શ્રી ગોખલેને હીંદુ અને મુસ્લીમો, બન્ને કોમો એક સરખું માન આપતી. તેમના ઉપર બન્ને કોમો ભરોસો કરતી. ' કારણ કે આખા હિંદુસ્તાનને તેઓ એકજ નજરે જોતા હતા. અને તેથી તેમને " ઓલ ઇંડીયા " લીડર કહેવું ઠીક થઈ પડશે, તેઓ એક રાજદ્વારી રુષી હતા; આર્થીક વિષયોના નિષ્ણાંત હતા, કેળવણી અને તંદુરસ્તીના રક્ષણને પુરો ટેકો આપતા. સાદ

અને કપટહીન વાત કરનાર હતા. અને સાચી વાત કહેવામાં તેઓ કદી સત્તાથી કે લોકમતથી ડરતા નહિ.....શ્રી. ગોખલેના જીવનમાંથી અમને જે પાઠ શીખવાનો છે કે તે એ છે કે એક એકલ માણસ કેવી રીતે ખુલ્લુસ નેક નીયત અને ઇમાનત દારી સાથે આખા હિંદની સાચી સેવા કરી શકે છે.....અંગત રીતે મને પરલોક વાસી ગોખલે સાથે ઈમ્પીરીયલ કાઉન્સીલમાં સાથે કામ કરવાની તક મળી છે, હું હંમેશાં તેમના ભાષણો લક્ષપુર્વક સાંભળતો અને તેના ઉપર વીચાર કરતો..."

જીન્હાના આ ભાષણ ઉપરથી જોઈ શકાય છે કે ગોખલેના જીવનનું તેમણે અનુકરણ કર્યું હતું. અને આજે આપણે જોઈ રહ્યા છીએ કે જેમ તેમણે બીજાઓને ગોખલેનું અનુકરણ કરવાનું કહ્યું તેમ પોતે પણ તેનું અનુકરણ કરી દેખાડ્યું. એટલુંજ નહિ પણ ગોખલેની

માફક જીન્નાહે પણ ખુલુસ, નેકનીઅતી, દયાનતદારીથી દેશ તથા કોમની સાચી સેવા કરી છે અને એજ કારણ છે કે આજે દેશના ખુણે ખુણે તેમનું નામ રટાઈ રહ્યું છે બલ્કે એથીય વધુ તેમનો બતાવેલો માર્ગ આજે કરોડો મુસ્લીમ ગ્રહણ કરી રહ્યા છે. અને એથીજ તેઓ આજે હિંદના "મુસ્લીમોના એક સર્વ માન્ય નેતા ગણાય છે બલકે એક "ઓલ ઈન્ડીયા સખ્સીયત" તરીકે ઓળખાય છે.

## કોંગ્રેસના ડેપ્યુટેશનમાં

મી. જીનાહ ૧૯૧૩ માં લીગમાં તો દાખલ થયા હતા પરંતુ કોંગ્રેસ સાથેનો સંબંધ અગાઉ જેવોજ મજબુત હતો. ૧૯૧૪ માં કોંગ્રેસે ઈન્ડીયા કાઉન્સીલમાં સુધારો કરવા એક ડેપ્યુટેશન ઈંગ્લેંડ મોકલ્યું. આ ડેપ્યુટેશનમાં કોંગ્રેસે મી. જીન્હાને પણ એક સભ્ય તરીકે ઈંગ્લેંડ મોકલ્યા.

ઇંગ્લેંડ જવા પ્હેલાં, ઓલ ઇન્ડીયા મુસ્લિમ લીગના જનરલ સેક્રેટરી સૈયદ વઝીર-હસન સાથે મી. ઝીનાહને મુલાકાત થઈ હતી. મુલાકાતમાં સૈયદ વઝીરહસને મી. ઝીનાહને નવા વર્ષના મેમ્બર બનવા માટે જણાવ્યું હતું પરંતુ મી. ઝીનાહે અમુક કારણો દર્શાવી ઇંગ્લેંડથી આવ્યા પછી એ ઉપર વિચાર કરવાનું જણાવ્યું.

ઇંગ્લેંડમાં આપે હિંદીઓના કાનુની દ્રષ્ટી બીંદુઓ એવી સફળતા પુર્વક રજુ કર્યા કે તેમની કાબેલીયતની સમસ્ત યુરોપમાં ધુમ મચી ગઈ.

ઇંગ્લેંડથી પાછા આવતાં ફેબ્રુઆરી ૧૯૧૫ માં શ્રી ગોખલે જેવા પ્રખર દેશનેતાના મૃત્યુ પછી અન્ય કોંગ્રેસી નેતાઓ મી. ઝીનાહનો ત્રાપ ન ઝીરવી શક્યા. આથી ઝીનાહે મુસ્લીમ લીગની સુધારણા અને તરક્કી તરફ લક્ષ આપ્યું. આ જમાનામાંજ નવા સુધારાઓ

મળવાના ભણકારા વાગી રહ્યા હતા અને તેથી હિંદુ મુસ્લિમોના હકો અને હિતોના વિભાગી કરણનો સવાલ ગુંચવાઈ રહ્યો હતો. પરંતુ એજ અરસામાં **પટના** ખાતે મળેલી લીગ બેઠકમાં મી. જીનાહે એ ગુંચવાડાનો ઉકેલ આણી દીધો. આથી મુસલમાનો તેમને પોતાના પ્રતિનીધી બનાવવા તૈયાર થઈ ગયા. આજ અરસામાં આપના પ્રયાસો **એકતા** માટે જારી હતી. આ પ્રયાસોનું શુભ પરિણામ એ આવ્યું કે સને ૧૯૧૬ ના નવેમ્બરમાં **કલકત્તા** ખાતે **લીગ** અને **કોંગ્રેસ** ની ભેગી બેઠક મળી. આ બેઠકના પ્રમુખ સર સુરેન્દ્રનાથ બેનરજી હતા. આ બેઠકમાં " હિંદુ મુસ્લિમ " એકતાના કરાર પણ થયા જે પાછળથી લખનૌ પેક્ટ અથવા " **લખનૌના કરારો** " તરીકે આજસુધી જાણીતા છે. કારણકે આ કરારોને ૧૯૧૬ ના ડીસેમ્બર ની ૨૧ મી તારીકે મળેલી **લખનૌની લીગ બેઠકે** મંજુર કર્યા હતા. જોકે

હિંદુઓના એક વિભાગે આ કરારો ને માનવાની ના પાડી હતી પરંતુ કોંગ્રેસ અને મુસ્લિમ લીગે આ કરારોને ઈતિહાસીક કરારો તરીકે પ્રખ્યાત કરીનેજ છોડયા. પરંતુ તે વખતની હુકુમત હિંદની બીન મુસ્લિમ વધુમતીની અસરમાં એટલી બધી આવી ગઈ હતી કે તેણે આ કરારો પર કંઈજ અમલ ન કર્યો.

## મી. જીનાહ ના લગ્ન

સમાજ સંસાર, કાનુન, કોર્ટ કચેરી, દેશ, કોમ, રાજકરણ વીગેરેમાં મસ્ત હોવા છતાંય મી. જીનાહ દુન્યાના ત્યાગી બની ગયા નહતા અને તેથી સને ૧૯૧૮ ના એપ્રીલ માસમાં આપના લગ્ન મુંબાઈના મશહુર પારસી ગ્રહસ્થ સર દીનશાહ પીટીટની સુંદર દીકરી સાથે થયા.

આ લગ્ન સંબંધે અત્રે ખુલાસો કરી દેવાની જરૂર છે. વર અને કન્યા બને બીજા બીજા કોમના હોવાથી કન્યાના માતપીતા

અલબત આ લગ્ન સંબંધથી નાખુશ હતા. પરંતુ મી. ઝીનાહ અને તેમના ભાવી પત્ની વચ્ચે પવિત્ર પ્રેમ બંધાયો હોવાથી આખરે એ સંબંધ પ્રેમલગ્નમાંજ પરિણમ્યો.

મી. ઝીનાહનું પરણીત જીવન પત્નિના મૃત્યુ સુધી અત્યંત સુખી સંતોષી અને આનંદી હતું. આ થોડાંક વર્ષોનું સુખ સ્વપ્ન બહુજ જલ્દી ઉડી ગયું. કારણ કે ખુદા, આ વિરલ વ્યક્તીને જગતની તમામ જંજાળોથી મુક્ત કરી કોઈ અદભુત કામ કરાવવા ચાહતો હતો. અને તેથી થોડાક વર્ષો પછી મી. ઝીનાહના બેગમ સાહીબા એક પુત્રી મુકી ઈન્તેકાલ પામ્યા.

**સને ૧૯૧૮ પછી**

૧૯૧૮ માં યુરોપના મહાન ખુનખાર જંગનો અંત આવ્યો. તોપોની ગર્જનાઓ શમી ગઈ. યુદ્ધના વાદળાં સુલેહનાં રૂપમાં વિખરાઈ ગયા. અને જગતમાં શાંતી ફેલાવા માંડી.

આમ શાંતી ફેલાતાંજ હિંદમાં સુધારા અ હક્કો માટે પોકારો ઉઠવા લાગ્યા કે તરત હિંદને "રોલેટ એકટ" નો કાળો કાયદો બક્ષીર મળ્યો. ૧૯૧૯ની વસંત રૂતુ સુધીમાં હિંદનુ વાતાવરણ ઘણુંજ ગંભીર થઈ ગયું. પંજાબમ સરકારી અત્યાચાર અને ઝુલ્મની અવધી થા પરિણામે હિંદુ મુસ્લિમોમાં એકતા આવી. એટલ થતાંજ ખીલાફત ચળવળ, હીજરત ચળવળ બોયકોટ, અને આઝાદીની હિંદી મુસ્લિમોન ભેગી ચળવળના કારણે હિંદુસ્તાનીઓના જીવ ખુલી ગયાં. આ અરસામાં ઉતાવળીઆ અ ઉદ્દામ વાદીઓની અસર વધી ગઈ અને તેથ મધ્યમ નીતી ધરાવનારાઓને એકાંત વાસ કરવ પડયો. અને ૧૯૨૦માં કોંગ્રેસમાં એકદમ ઉદ્દામ વાદીઓ અને એકદમ પીછે હઠ વાદીઓના ભાગ પડી ગયા. મી. જીનાહ તો પ્રથમથીજ નીતી પર હતા તેના પરજ કાયમ રહ્યા અને એક ઇંચ પણ આગળ પાછળ હઠવાનો

કર્યો. આમ મતભેદ થતાં મી. ઝીનાહે કોંગ્રેસથી અલગ થઈ એકાંતવાસ અખત્યાર કર્યો.

સવિનય ભંગની કોંગ્રેસે ઉપાડેલી લડતના પુર લાંબા સમય સુધી ન ટક્યા, બલકે એ પુર સમાતાંજ હિંદુ મુસ્લિમ રમખાણોનો પ્રારંભ થયો, આથી સને ૧૯૨૪ માં મી. ઝીન્હા ફરી એક-વાર મયદાનમાં આવ્યા અને હિંદુ મુસ્લિમ એકતા માટે પ્રયાસો આદર્યાં. પાંચ વર્ષની લાગ લાગટ મહેનત છતાં તેમના શુભ પ્રયાસો સફળ ન થયા. પરિણામ એ આવ્યું કે તેમણે પાંચ વર્ષનો સમય ફોગટ ગુમાવ્યો. ૧૯૨૭માં પણ તેમણે હિંદુ મુસ્લિમ સમાધાન માટે કેટલીક દરખાસ્તો રજુ કરી હતી જે " દીલ્હીની દરખાસ્તો " તરીકે મશહુર છે.

**૧૯૨૮માં.**

## સાયમન કમીશન અને નેહરૂ રીપોર્ટ

૧૯૨૮માં મી. ઝીન્હાના જીવનમાં બે મોટા બનાવ બન્યા. એક તો હિંદની લાયકાત તપાસવા

માટે સાયમન કમીશન આવ્યું ત્યારે આપે તેની સખત વિરૂદ્ધતા કરી હતી.

૧૯૨૮માં હિંદુ મુસ્લિમ એકતાના વિઘાતક જેવો 'નેહરૂ' રીપોર્ટ પેશ થયો. આ રીપોર્ટમાં ભાવી હિંદ માટેની કેટલીક યોજનાઓ હતી જે મુસ્લિમોને માટે તદ્દન નુકશાન કર્તા અને ઘાતક હતી.

એજ વર્ષના મે માસમાં દીલ્હીમાં ઓલ પાર્ટીઝ કોન્ફરંસ મળી. આ કોન્ફરંસમાં મી. જીનાહ પણ શામીલ થયા અને તેમણે મુસ્લિમોના હકો અને હિતોનો દાવો ભારે દલીલો અને જોશ સાથે રજુ કર્યો. પણ હિંદુ મહાસભા અને કોંગ્રેસે તે દાવો સ્વિકારવા ના પાડી. પરિણામ એ આવ્યું કે મોલાના મુહંમદઅલી અને મવ. શવ્કતઅલી વીગેરે કોંગ્રેસથી અલગ થઈ મી. જીનાહના હામી અને સહાયક બની ગયા.

આ નેહરૂ રીપોર્ટના મુકાબલામાં મુસલમાનોએ પણ પોતાની ખાસ માગણીઓ દુન્યા અને સરકાર સમક્ષ પેશ કરવાની જરૂર હતી. અંતે ૧૯૨૯ના માર્ચની ૨૮ મી તારીખે દીલ્હીમાં લીગ કાઉન્સીલની ઈતિહાસીક બેઠક મળી જેમાં મી. જીનાહે પોતાના ૧૪ જગવિખ્યાત ઈતિહાસીક મુદ્દાઓ પેશ કર્યા જે લીગ કાઉન્સીલે મંજુર કર્યા,

## મી. જીનાહના ૧૪ મુદ્દા.

(૧) હિંદુસ્તાનનું ભવિષ્યનું રાજકીય બંધારણ એવી રીતે નક્કી કરવામાં આવે કે જેમાં એકત્ર બાબતો મધ્યસ્થ ધારાસભાની દેખરેખ નીચે અને બાકીની બાબતો પ્રાંતીક ધારાસભાની દેખરેખ નીચે હોય.

(૨) દરેક પ્રાંતને એક સરખું મુખત્યારપણું મળવું જોઈએ:

(૩) દેશની તમામ ધારાસભાઓ એવી રીતે બનાવવામાં આવે કે લઘુમતીઓને દરેક પ્રાંતમાં યોગ્ય પ્રતિનીધીત્વ મળે અને કોઈ પણ બહુમતીને ભાગલા પાડી લઘુમતી અથવા તેના તેવીજ બનાવી દેવામાં ન આવે.

(૪) મધ્યસ્થ ધારાસભામાં મુસલમાનોનું પ્રતિનીધીત્વ ત્રીજા ભાગ કરતાં ઓછું ન હોય.

(૫) જુદી જુદી કોમોનું પ્રતિનીધીત્વ જુદા જુદા મતાધિકારથી નક્કી કરવામાં આવે દરેક કોમને આ વાતનો હક્ક છે કે પોતાની રાજી ખુશીથી આ હક છોડી દે.

(૬) પ્રાંતોમાં એવા ભાગલા પાડવામાં ન આવે કે જેથી કરીને બંગાળ પંજાબ અને વાયવ્ય સરહદ પ્રાંતની મુસ્લીમ બહુમતીને ખમવું પડે.

(૭) દરેક કોમને પોતાની સંસ્કૃતી, પ્રાર્થના, રીત રીવાજ, ધર્મ પ્રચાર, સંગઠ્ઠન પ્રચાર, અને

વ્યવસ્થા પ્રચારની આઝાદી આપવી જોઈએ અને તેમના માટે યોગ્ય ગેરન્ટીઓ મળવી જોઈએ.

(૮) કોઇ પણ બીલ અથવા રેગ્યુલેશન અથવા તેમાંનો કોઈ ભાગ કોઈ પણ ધારાસભામાં ત્યાંસુધી રજુ કરવામાં અથવા મંજુર કરવામાં ન આવે જ્યાં સુધી તેનાથી સંબંધ ધરાવતી કોમના ¾ સભ્યો તેને પોતાની કોમ માટે નુકશાન કર્તા સમજતા હોય.

(૯) સિંધને એક જુદો પ્રાંત બનાવી દેવામાં આવે.

(૧૦) સરહદ અને બલુચીસ્તાન પ્રાંતમાં અન્ય પ્રાંતોની માફક સુધારા કરવાનો કાર્યક્રમ ઉપાડી લેવામાં આવે.

(૧૧) દરેક નોકરીઓમાં મુસલમાનોને યોગ્યતા મુજબ અન્ય હિંદુસ્તાનીઓ જેટલોજ ભાગ આપવામાં આવે.

(૧૨) ઈસ્લામી સંસ્કૃતી, તેહઝીબ, ભાષા, લીપી. ધર્મ. પ્રાથમીક કાયદાઓ, અને ઈસ્લામી સંસ્થાઓની રક્ષા અને મુસ્લિમ તાલીમની ઉન્નતીની હીમાયત માટે હુકુમત અને આગલા ફંડો-માંથી યોગ્ય ભાગ મળવો જોઇએ.

(૧૩) દરેક પ્રધાન મંડળમાં મુસલમાન પ્રધાનો કું હોવા જોઈએ.

(૧૪) વર્તમાન પરિસ્થિતીને જોતાં ધારા-સભાઓ માટે જુદા મતાધિકાર જરૂરી સમજવો અને જ્યાં સુધી મુસલમાનોને પોતાના રક્ષણની ખાત્રી ન થઈ જાય ત્યાં સુધી તેમની મરજી વિરૂદ્ધ તેમના માટે સંયુક્ત મતાધિકાર નક્કી ન કરવો.

આ છે મી. જીન્હાના ૧૪ મુદ્દાઓ. ખરૂં જોતાં આ ૧૪ મુદ્દાઓથીજ હિંદના મુસ્લિમ રાજકરણનો પાયો નંખાયો છે.

## નેહરૂ રીપોર્ટ રદ.

મી. જીન્હાના પ્રખર વિરોધની અસર એ થઇ કે સાયમન કમીશને નેહરૂ રીપોર્ટનો સ્વિકાર ન કર્યો એટલુંજ નહિ બલકે બ્રીટનની સરકારે એ રીપોર્ટને અદ્ભુત ગણ્યો. પરિણામ એ આવ્યું કે ૧૯૨૯ ના ડીસેમ્બરની ૨૬ મી. તારીખે એ રીપોર્ટ રદ કરવામાં આવ્યો.

આ અરસામાં લોર્ડ વીલીંગ્ડન મુંબાઇના ગવર્નર હતા. એ સમયે હિંદમાં હિંદુ અને મુસ્લિમ કોમ વચ્ચે એકતા કરવા ભારે પ્રયાસો થતા હતા. આ એકતાને અટકાવવા અને ઐકય ચળવળને દાબી દેવા લોર્ડ વીલીંગ્ડને ભારે પ્રયાસ કર્યા હતા. એ વખતે એવી પદ્ધતી પડી ગઇ હતી કે જતા આવતા ગવર્નરોને મુંબાઇના શહેરીઓ માનપત્ર આપતા. લોર્ડ વીલીંગ્ડન જ્યારે પોતાના ઓહદાની મુદ્દત પુરી કરી વિલાયત જવાના

થયા ત્યારે વફાદાર (!) શહેરીઓએ માનપત્ર આપવાની અને તેમની યાદગીરી ઉભી કરવાની કોશીષ કરવા માંડી.

આ વખતે મી. જીનાહે સખત વિરૂદ્ધતા કરી અને આવા ગવર્નરને માન ન આપવા પડકાર કર્યો. પરિણામે લોર્ડ વીલીંગડન વિલે મોઢે વગર માને ગયા. અને જે લોકો લોર્ડ વીલીંગડનની યાદગીરી જાળવવા ફંડ એકઠું કરતા હતા તે મુલતવાયું એને બદલે કેટલાક નીખાલસ કાર્યકર્તાઓએ જીનાહ મેમોરીયલ ફંડ એકત્ર કરી મુંબાઈમાં "**જીન્હા હોલ**" કાયમ કર્યો. આ જીનાહ હોલના પાયા હિંદુ અને મુસ્લિમોએ એકત્ર મળી નાખ્યા. ૧૯૩૨માં આ હોલ તૈયાર થયો હતો અને આજે પણ મી. જીન્હાની પ્રખર દેશ સેવાનો પુરાવો આપતો અખંડ ઉભો છે. "જીનાહ હોલ"ના બારણે આરસ પહાણના પત્થર ઉપર નીચેના શબ્દો કોતરેલા છે.

"૧૯૧૮માં માદરે હીંદ માટે મી. જીના એ કરેલી સેવાઓની યાદમાં આ હોલ કાયમ કરવામાં આવ્યો છે.

× × ×

## ૧૯૩૦ ની ગોળમેજી

૧૯૩૦ માં લંડનમાં એક ગોળમેજી કોન્ફરંસ ભરાઈ હતી જેમાં મી. જીન્હાએ પણ શામીલ ગીરી કરી હતી પરંતુ કોંગ્રેસ વાદીઓના અસહકારના કારણે આ કોન્ફરંસ નીષ્ફળ નીવડી હતી.

## બીજી ગોળમેજી

૧૯૩૧માં બીજી ગોળમેજી પરિષદ લંડનમાં ભરાઈ એમાં શ્રી. ગાંધીજી અને બીજા હિંદુ મહાસભાવાદી નેતાઓ શામીલ થયા. આ પરિષદ વેળા મી. જીનાહે હિંદુ મુસ્લિમ એકતા માટે ભારે પ્રયાસ કર્યા પરંતુ મહાસભા અને કોંગ્રેસી નેતાઓ ની સંકુચિત મનોદશાને કારણે સમાધાન ન થયું. તે સમયે મી. જીનાહનું કહેવું કોઈએ ન માન્યું;

વાત વચ્ચળમાં પડી. છેવટે મહાસભાઈ અને કોંગ્રેસી નેતાઓ એ તે સમયના વડા પ્રધાન મી. **રામસે મેકડોનાલ્ડના** હાથમાં ભારતનું ભવિષ્ય મુકયું. મી. રામ્સે મેકડોનાલ્ડે કોમવાર હકો "કોમ્યુનલ એવાર્ડ" હિંદને ભેટ આપ્યો આજે હિંદના વતનીઓનો એક ભાગ પોતે ખરીદેલી આ બલા જેણે તેમની ગરદન પકડી છે તેને દુર કરવા માટે પોકાર કરી રહ્યો છે.

**ઈંગ્લેંડમાં વસવાટ**

જ્યારે મી. જીનાહે જોયું કે કોંગેસના પ્રતિનીધીઓ અને મહાસભાના નુમાયંદાઓએ પોતાની હઠના પરિણામે હિંદનો સવાલ વડા વઝીર રામસે મેકડોનાલ્ડ ના હાથમાં મુકી દીધો ત્યારે તેઓ નિરાશ અને હતાશ થઇ ગયા અને તેમણે વિલાયતમાંજ રહેવાનું પસંદ કર્યું.

વિલાયતમાં રહીને પણ મી. જીનાહે તો પોતાની પ્રેકટીસ ધમધોકાર ચલાવી અને થોડાજ

વખતમાં તેઓએ ભારે નામના સાથે પુષ્કળ ધન પણ કમાવ્યું.

## પ્રત્યાઘાતીઓની તક.

મી. જીનાહની હીંદમાંની ગેરહાજરીએ સરકાર પરસ્તો અને પ્રત્યાઘાતીઓને એક તક મેળવી આપી. વરસાદી દેડકાંની માફક આવા ફુરસતીયા નેતાઓનો રાફડો ફાટયો તેમણે એક "મુસ્લિમ કોન્ફરંસ" કાયમ કરી, પણ આ કોન્ફરંસમાં બધા જ સરકાર પરસ્તો હોવાથી કોમમાં તેની કંઈ કદર ન હતી. આથી કરી હિંદનું મુસ્લિમ રાજકરણ વળી પાછું પડતીના ખોળે જઇ બેસયું.

૧૯૩૦ ના ડીસેમ્બર માસની છુટીઓમાં મરહુમ અલ્લામા સર મુહંમદ ઈકબાલના પ્રમુખ પદ હેઠળ મુસ્લિમ લીગનો એક જલ્સો થયો. આ જલ્સાના પ્રમુખ પદેથી અલ્લામા સર ઈકબાલે "પાકિસ્તાન" ની આછી રેખા રજુ કરતાં

જણાવ્યું કે હિંદી મુસ્લિમોની તેહઝીબ સંસ્કૃતી, ભાષા, ધાર્મિક રીત રીવાજો વીગેરે રક્ષીત રાખવા માટે હિંદમાં "પાકિસ્તાન" કર્યા સિવાય કેદી પણ મુસ્લિમ હિંદ આબાદ અને આઝાદ બનશે નહિ.

૧૯૩૧ માં લીગનું ૨૨ મું અધિવેશન ચોધરી મુહંમદ ઝફરૂલ્લાખાનના પ્રમુખપદ હેઠળ નવી દીલ્હીમાં સૈયદ નવાબઅલીના ઘરમાં ભરાયું હતું.

૧૯૩૦ની અલ્લાહબાદની બેઠક પછી અને મી. જીનાહની ગેરહાજરી દરમ્યાન ત્રણેક વર્ષમાં લીગની એટલી પડતી થઈ હતી કે કોમી દર્દ ધરાવનારા કેટલાક હમદર્દ મુસ્લિમ નેતાઓના હૈયા બળી ઉઠયાં અને તેમણે આવી સ્થીતી વધુવાર ન સાંખવાનો નિશ્ચય કર્યો.

## મી. જીનાહને વાયુ સંદેશ.

૧૯૩૩માં આ નિશ્ચય અમલમાં મુકાયો. "મુસ્લિમ લીગ" અને "મુસ્લિમ કોન્ફરંસ"

ને એકત્ર કરવાના સવાલ ઉપર લીગ કાઉન્સીલમાં તકરાર ઉઠી. વાત આગળ વધવા ન પામે એટલા ખાતર આ સવાલને પડતો મુકવામાં આવ્યો જુદા જુદા પ્રાંતના પ્રતિનીધીઓએ મળી **લીગને** નવેસરથી સજીવન કરવા અને તેનું **સુકાન** મી. જીનાહના હાથમાં આપવાનો નીર્ણય કર્યો. તરતજ મી. જીનાહને વાયરલેસ દ્વારા ઈંગ્લેંડથી પાછા આવવાનું આમંત્રણ અપાયું.

## કોમનો સાચો સેવક.

છેલ્લા ત્રણેક વર્ષથી મી. જીનાહનું કામ લંડનમાં ધમધોકાર ચાલતું હતું. છતાંય પોતાના ધંધાની ધમાલમાં પણ તેઓ હિંદ અને હિંદના મુસ્લિમોને ભૂલ્યા ન હતા. તેઓ હંમેશાં હિંદી મુસ્લિમોના લાભ માટે પોતાનો અવાજ ઉઠાવતા રહેતા હતા.

આવા કોમી દાઝ અને કોમી દર્દ ધરાવનારા એક સાચા સેવકને જ્યારે કોમે આમં-

ત્રણ આપ્યું કે "અય વિલાયતના વાસી ! અમને તારા માર્ગ દર્શનની જરૂર છે, તું આવ, પાછો આવ ! અને હિંદના ૯ કરોડ મુસ્લિમોની ડગમગતી નૈયાનો નાવીક બન, તેનું સુકાન પકડ અને સહીસલામત કિનારે પ્હોંચાડ !"

કોમનું આ આમંત્રણ મળતાંજ મી. જીનાહે વિલાયતની પોતાની ધીકતી પ્રેકટીસને લાત મારી દીધી અને હિંદનો માર્ગ લીધો.

## મી. જીનાહના આગમન પુર્વે

મી. જીનાહે હિન્દના કિનારે પગ મુકયો તે પ્હેલાં વળી પાછો લીગ કાઉન્સીલમાં મતભેદ પડયો હતો. કોમી ચુકાદાના સ્વિકાર અને અસ્વિકારના પ્રશ્ન ઉપર લીગ કાઉન્સીલના મેમ્બરો અને પ્રમુખ વચ્ચે ઝઘડો થયો. પ્રમુખે પોતાનો હોદ્દો છોડવા ના પાડીને મેમ્બરોને કાઉન્સીલમાંથી કાઢી મુકયા. આ વખતે મીયાં અબ્દુલ અઝીઝ કામ

ચલાઉ પ્રમુખ હતા. મતભેદના કારણે વળી પાછી લીગની બે સભાઓ ભરાઈ. એક ૧૯૩૩ના ડીસેમ્બરની ૩૧ મી તારીખે **હાવરા** (કલકત્તા)માં અને બીજી ૨૫ મી નવેમ્બરે નવી દીલ્હીમાં ખા. બા. હાફીઝ હીદાયતુલ્લાહ સાહેબના પ્રમુખપદ હેઠળ ભરાઈ.

૧૯૩૪ના આરંભમાં ના. આગાખાન સાહેબનું આગમન થયું. આપે હિંદમાં આવતાંજ લીગના તડાંને એકત્ર કરવાની કોશીષ કરીને સમાધાન કર્યું.

## લીગનું સુકાન જીનાહના હાથમાં.

સને ૧૯૩૪ના માર્ચની ૪થી તારીખે ન્યુ-દીલ્હીમાં ખા. બા. હાફીઝ હીદાયતુલ્લાહના પ્રમુખપદ હેઠળ એક બીજી સભા થઈ. આ જલ્સામાં લીગનું સુકાન મી. જીનાહના હાથમાં સોંપવામાં આવ્યું અને તેમને **લીગના કાયમી પ્રમુખ બનાવવામાં આવ્યા.**

આમ હિંદના મુસ્લિમોએ ૧૯૩૪ના માર્ચમાં મી. જીનાહને પોતાના સર્વ માન્ય નેતા તરીકે સ્વિકાર્યા.

## લીગની સુધારણા

લીગનું સુકાન નિશ્ચીત રીતે મી. જીન્હાના હાથમાં મુકાતાં જ મી. જીન્હાએ તેની આંતરીક સુધારણા પ્રત્યે લક્ષ આપ્યું અને લીગમાંથી એવા તમામ તત્વો ને દુર કર્યા જેઓ પ્રસાઘાતી અને નુકશાન કર્તા હતા.

આ કાર્ય કંઈ સરળ ન હતું અનેક વિરૂદ્ધતાઓ અને મુખાલીફતો છતાં મી. જીનાહ પોતાના કાર્ય પાછળ મંડયા રહ્યા અને પરિણામે તેઓએ સફળતા મેળવી.

## વડી ધારાસભામાં

આ વર્ષમાં આપ વડી ધારાસભાના મેમ્બર ચુંટાયા અને એસેમ્બ્લીની ઈન્ડીપેન્ડન્ટ પાર્ટીના લીડર બન્યા. આ પાર્ટીના નેતા તરીકે એસેમ્બ-

લીમાં આપે હીંદની અને ખાસ કરી મુસ્લિમોની જે સેવાઓ કરી છે તે અનેક છે. તેમાંના કેટલાંક કાર્યો તો એવાં છે કે હિંદની મુસ્લિમ તવારીખમાં તે હંમેશાં જળવાઈ રહેશે.

## કોંગ્રેસનો પરાજય

૧૯૩૫માં એસેમ્બ્લીમાં જોઈન્ટ પાર્લામેન્ટરી કમીટીનો રીપોર્ટ પેશ કરવામાં આવ્યો હતો. કોંગ્રેસ પાર્ટીના લીડર મી. ભુલાભાઈ દેસાઈએ તેને રદ કરવાની દરખાસ્ત કરી અને "કોમ્યુનલ એવોર્ડ" (કોમી ચુકાદા) સંબંધે તટસ્થ રહેવાની જાહેરાત કરી. ઈન્ડીપેન્ડન્ટ પાર્ટીના નેતા મી. જીન્હાએ આ દરખાસ્તની વિરૂદ્ધતા કરી. અને ભાષણમાં કહ્યું કે—" જ્યાં સુધી "કોમી ચુકાદા" ને બદલે એવી જ બીજી કોઈ યોજના આપણે રજુ ન કરીએ ત્યાં સુધી એને મંજુર ન કરવું એ એક મોટામાં મોટી ભુલ ગણાશે."

કેટલાક વાદ વીવાદ પછી મત લેતાં મી. ભુલાભાઈની દરખાસ્ત ઉડી ગઈ હતી અને એસેમ્બ્લીમાં કોંગ્રેસ પક્ષની સજ્જડ હાર થઈ હતી.

## લાખો રૂપીયાને ઠોકર

મી. જીનાહ જ્યારે કોંગ્રેસ સાથે હતા ત્યારે તેમના હૃદયમાં જેટલું સ્થાન દેશના હિતોનું હતું એટલું જ સ્થાન હિંદના મુસ્લિમ હકો અને હીતોનું હતું. કોંગ્રેસથી અલગ થયા પછી પણ દેશ પ્રત્યેની તેમની ચાહનામાં કદીએ એક અંશ બરાબર પણ ફેરફાર થયો નથી. જેમ તેમણે કોમી હીતો ના સંરક્ષણ અર્થે આખા બીનમુસ્લિમ હિંદની ઈતરાજી વ્હોરી લીધી હતી તેમ આપે દેશના હિતોની ખાતર લાખો રૂપીઆની આવકની પણ દરકાર કરી ન હતી. ૧૯૩૪નો જ આ એક બનાવ છે. ન્યુ દીલ્હીમાં ઓટાવા કરારોની વાટાઘાટ ચાલતી હતી. આ કરારો જો વડી ધારા સભામાં મંઝુર થાય તો પરદેશીઓનો બેડો પાર હતો.

પણ તેમાં હિંદને ભયંકર નુકશાન હતું. ગવર્નમેન્ટને ખાત્રી હતી કે એસેમ્બલીમાં આ કરારો મંઝુર થઇ જશે. પણ વાતાવરણ વિરૂદ્ધ લાગ્યું. સરકારને ખબર પડી કે મી. જીનાહની ઈન્ડીપેન્ડન્ટ પાર્ટી એની વિરૂદ્ધતા કરશે આથી સરકાર પક્ષે મી. જીનાહને ન્યુ દીલ્હીથી દુર કરવાનો ત્રાગડો રચ્યો અને તેમને એક લાખ રૂપીઆની ફી થી એક કેસ લડવા માટે આમંત્રણ આપ્યું, પરંતુ આ સાચા દેશ ભકતે આવા અણીને અવસરે એસેમ્બલીમાંથી ગેરહાજર રહેવાની ના પાડી અને ચોકખા એક લાખને ઠોકર મારી એસેમ્બલીમાં હાજરી આપી એટલું જ નહિ બલકે ઓટાવા કરારોની એવી ઝાટકણી કાઢી કે માત્ર ઇન્ડીપેન્ડન્ટ પાર્ટીના ટેકાથી જ તે કરારો નામંઝુર થયા અને સરકારની સખ્ત હાર થઇ.

ક્યાં છે ! મી. જીનાહને દેશના દુશ્મન ગણી "કોમી વાદી" નો ખિતાબ અર્પણ કર-

નારા નકલી દેશભકતો ! જરા જુઓ અને વિચારો કે દેશની સેવા માત્ર ટીકાઓ કરવાથી નહિ બલકે આવી નિર્લોભ અને નિઃસ્વાર્થ સેવાઓથી થાય છે.



## ૧૯૩૪ પછીના કેટલાક ટુંકા ને તાઝા બનાવો.

૧૯૩૪ માં લીગનું સુકાન મી. જીનાહના હાથમાં આવ્યા પછી લીગની સુધારણા થઈ અને મુસ્લિમોમાં એકતા સંધાવા લાગી. એસેમ્બલીમાં મી. જીનાહની પાર્ટી અને કોંગ્રેસપાર્ટીએ સહકાર કરવાથી એ વર્ષ સુધી સતત રીતે સરકારને હાર ખમવી પડી.

૧૯૩૫ ના જાન્યુ. માસમાં કોંગ્રેસ પ્રમુખ મી. રાજેન્દ્રપ્રસાદ અને મી. જીન્હા વચ્ચે કોમી સમાધાનની વાટાઘાટ શરૂ થઈ. આ વાટાઘાટો " કોમી ચુકાદો " સ્વિકારવાના પ્રશ્ન અંગે નિષ્ફળ

નીવડી. મી. જીનાહની અનેક અપીલો અને વીન-
વણીઓ છતાં કોંગ્રેસવાદીઓ હઠ પકડી રહ્યા ને
સમાધાન દુરને દુર રહ્યું.

૧૯૩૬ માં લીગનું ૨૪ મું અધિવેશન સર
વઝીર હુસનના પ્રમુખપદ હેઠળ મુંબાઈમાં થયું.
આ અધિવેશને નવા આવનારા કાનુન (૧૯૩૫
ના બંધારણ) થી થનાર લાભો અલાભોથી મુસ્લિમ
કોમને રક્ષવા ધારાસભાઓની ચુંટણીમાં ઉભા
રહેવાનો ઠરાવ કર્યો અને આ ઠરાવ સાથે હિંદની
ગારીબ ને મુરદામાન થઈ ગએલી મુસ્લિમ કોમની
રાજકીય જાગૃતીના મંડાણ મંડાયાં.

કોંગ્રેસના મોવડીઓ જાણતા હતા બલ્કે
બાપોકાર કહેતા હતા કે ૧૯૩૫ નું પ્રાંતીક બંધા-
રણ નુકશાનકારક છે. લીગ નેતાઓ પણ આ
બંધારણને નુકશાનકારક માનતા હતા. આથી,
મી. જીન્હાએ ફરી કોંગ્રેસને કોમી ઐક્ય માટે
આમંત્રણ આપ્યું કે " આવો આપણે એક અને

સંગઠીત થઈ ૧૯૩૫ ના બંધારણના ફુરચા ઉડાવી દઈએ" પણ કોમીવાદી તરીકે ઓળખાવા લાગેલા જીનાહ નું સાંભળે કોણ ! કોમી સમાધાન ન થયું. ૧૯૩૫ નું બંધારણ અમલમાં આવ્યું. તેને તોડવાની ગુલબાંગો ફેંકનારા, પ્રધાનપદાં સ્વિકારી તેનો અમલ કરવા લાગ્યા અને આમ અદ્ભૂત બંધારણ તૂટવાને બદલે અમલમાં મુકાયું.

## ૧૯૩૬ પછી

૧૯૩૬ ની લીગની મુંબાઈની બેઠક પછી જે કંઈ બન્યું છે તે મુસ્લિમોથી અજાણ નથી. ૬૦ વર્ષની વયના વૃદ્ધાવસ્થાને આરે પુગેલા જીનાહ સાહબે હિંદના પ્રાંતોમાં સફરો ખેડી. તેમણે ભયનો ઘંટ વગાડી મુસ્લિમોને જાગૃત થવા અને લીગના લીલાલી પરચમ હેઠળ એકત્ર થઈ પોતાના હકો માટે મજબુત મોરચો તૈયાર કરવાની હાકલ કરી.

પરિણામે જે આવ્યું તેનાથી આપણે બધાય જાણકાર છીએ ! આજે ખુણે ખુણે હિંદના

દુર દરાજના ગામડાંઓ, શહેરો અને નાગરોમાં મી. જીનાહનું નામ માનસહીત લેવામાં આવે છે. આજે નાનામાં નાનો મુસ્લિમ બાળક પણ આ વીરલ વ્યક્તિને કાએદે આઝમના નામથી ઓળખે છે.

## શહીદગંજનો સવાલ.

૧૯૩૬ માં લાહોરની મસ્જીદ શહીદગંજનો સવાલ બહુ ગુંચવણ ભર્યો થઈ પડયો હતો. મવ. ઝફરઅલીખાન અને બીજા આગેવાનો નઝરબંધ હતા. નવજુવાન કાર્યકરતાઓએ સવીનય ભંગની લડત જારી રાખી હતી. લાહોરના આ મામલાએ મી. જીન્હાને બેચેન બનાવી દીધા. તેઓ લાહોર ગયા. પંજાબના ગવર્નરને મળ્યા. શહીદ-ગંજ સંબંધે લંબાણ વાટાઘાટ થઈ અને પરિણામે મવ. ઝફરઅલીખાન અને અન્ય નેતાઓ છુટી ગયા. પરંતુ સરકારી હઠના કારણે શહીદગંજનો સવાલ એમને એમ અણઉકલ્યોજ રહ્યો.

## મુસ્લિમ આમ સંપર્ક ચળવળ.

મી. જીનાહ સાથે સીધું સમાધાન કરવાનું તો કોંગ્રેસે કોમીચુકાદાને બ્હાને મુકી દીધુંજ હતું પરંતુ કેટલાક અવળી ખોપરીના નેતાઓએ તો મી. જીન્હાને પડતા રાખી સીધા મુસલમાનો સાથે સંપર્કમાં આવી સમાધાનના પ્રયાસો કરવાનું ગેર-ડહાપણભર્યું પગલું ભર્યું. પરંતુ મલબાર હીલનો મુહંમદઅલી જીનાહ કોંગ્રેસની જાદુઈ જાળને તોડવા તૈયારજ હતો. તેણે પોતાની બાહોશી બુદ્ધીબળ અને રાતદીવસના સખ્ત પરિશ્રમને અંતે એ આખીય ચળવળને બેકાર બનાવી, ચળવળ કર્તાઓને ભોંઠા પાડી દીધા.

૧૯૩૭ માં લખનૌમાં લીગનું ૨૫ મું અધિવેશન થયું. પ્રમુખસ્થાને એજ વૃદ્ધ, દુબળો પાતળો પરંતુ તેજસ્વી શખ્સ હતો જેના તેજને આજે ભલભલા જીરવી શકતા નથી. આ અધિવેશનમાં લીગે પોતાનો લીલો ઝંડો ફરકાવ્યો.

વળી લીગે પોતાના ધ્યેયમાં પણ ફેરફાર કર્યો. આ ઈતિહાસીક અધિવેશનમાં મોલાના ઝફરઅ-લીખાન, મો. હસરત મોહાની, બંગાળના વડા વઝીર ફેઝલુલ હક, પંજાબના વડા વઝીર સર સિકંદર હયાતખાન વીગેરે જાણીતા મુસ્લિમ નેતાઓએ મી. જીનાહને પોતાના કાએદે આઝમ તરીકે સ્વિકાર્યા.

---

## કાએદે આઝમનું રાજકરણ.

જીન્હા સાહબ એક દુર અંદેશ, વિચારક હોશમંદ અને ગંભીર રાજકીય પુરૂષ છે. સોડાવોટરીયા જોશવાળા ચળવળો આપને પસંદ નથી. આપ કહે છે કે જોશ ખરોશથી રાજકીય દુન્યામાં જાગૃતી તો આવી જાય છે પરંતુ કજીયાંહુ અને ઉતાવળો સ્વમસમાન બની જાય છે અને વેથા કરવાની બોલનારાઓ

પોતાની કુરબાનીની કીમત જેટલોય લાભ કરી કે કરાવી શકતા નથી.

૧૯૦૮ થી ૧૯૪૦ સુધીમાં અનેક ક્રાંતીઓ થઈ અનેક ધુમધડાકા થયા અને ઈન્કેલાબ થયા, અનેક લીડરો પાકયાને વિદાય થયા, અનેક લીડરોએ વર્ષે વર્ષે પોતાના માર્ગને દ્રષ્ટીબીંદુ સગવડ પ્રમાણે ફેરવ્યાને પલટાવ્યા પરંતુ ૩૨ વર્ષની રાજકીય જીંદગીમાં અગર કોઈ વ્યક્તિ પોતાના એકજ સિદ્ધાંતને વળગી રહી હોય, જેણે કદીય ગુલાંટો ન ખાધી હોય, જેણે કદીય સરકાર પરસ્તી કે સરકારી સેવાનું સ્વપ્નુંય જોયું ન હોય તો તે માત્ર એકજ વ્યક્તિ છે અને તે મુહંમદ અલી જીન્હા છે, ૨૫ કે ૩૦ વર્ષ પહેલાં તેમણે જે માર્ગ અખત્યાર કર્યો હતો એજ માર્ગ પર તેઓ હમણુંય ચાલે છે. જો મી. જીનાહે ચાહ્યું હોત તો વર્ષો પહેલાંય તેઓ કાએદે આઝમ બની શકયા હોત પરંતુ આ મહાન શખ્સે કદીય

એવી નાશવંત ઈજ્જત કે માનની પરવાહજ કરી નથી ! અને એજ નિસ્વાર્થતા અને ખિદમતના કારણેજ મી. જીન્હા એટલા બધા લોકપ્રીય બની ગયા છે કે એટલી લોકપ્રીયતા કોઈ શખ્સે છેલ્લી એક સદીમાંય નહિ મેળવી હોય.

## શ્રીમતી સરોજીની નાયડુનો મત.

### એકતાનો ઝંડા ધારી.

જીન્હા, એકતા અને કોમી એકસંપીના સઉથી મોટા ઝંડા ધારી છે. એસેમ્બલીમાં તેઓ જુદા મતાધિકારથી ચુંટાઇને પ્રવેશ્યા છતાં એ બંને પક્ષોમાં મકબુલ હતા. સરોજીની નાયડુ લખે છે કે:—તેઓ (જીન્હા) ખોજા કોમમાં જન્મ્યા છે. ખોજા લોકો પ્રથમ હિંદુ હતા જેઓ પાછળથી ખોજા બન્યા હતા. ધર્મે મુસલમાન છે આથી તેઓ હિંદુ અને મુસ્લીમોના એક સંગમ

જેવા છે. વળી તેઓએ સર દીનશાહ પીટીટની પુત્રી સાથે લગ્ન કરી લીધા આથી તેમને પારસીઓ સાથે પણ દિલચસ્પી છે. મી. જીન્હા પોતાના હીંદુ મુસ્લીમ અને પારસીઓ સાથેના સંબંધને કારણે એકતાના હામી છે એમ કહેવું બરાબર નથી પરંતુ ખરૂં જોતા તેઓ રાજદ્વારી નજરે પણ હિંદુ મુસ્લિમ એકતાને બહુ મહત્વ આપે છે. "

## મી. જીન્હા ઇસ્લામના સાચા સેવક

આજ સુધી જીન્હાએ કદી પણ ઇસ્લામી લાભોને નુકસાન થાય એવું કદમ ઉઠાવ્યું નથી. જ્યારે પણ તેઓ સમસ્ત ઇસ્લામી લાભનો સવાલ ઉભો થાય છે ત્યારે તેઓ તેના ઉપર મઝહબી દ્રષ્ટીએ વિચાર કરે છે. અને તે સંબંધમાં ઇસ્લામી કાનુન કે શરીઅતના કાનુન વિરૂદ્ધ એક પગલું પણ ઉઠાવતા નથી. તેઓ હમેશાં કહે છે કે ધર્મની ચર્ચા હોય તો મુલ્ક, કોમ અને પબ્લીકને વચ્ચે ન લાવો, અને જેમાં મુલ્ક કોમ અને

પબ્લીકનો સવાલ હોય ત્યાં ધર્મ વચ્ચે ન મુકો. એસેમ્બલીઓ કાઉન્સીલમાં અથવા બીજે જ્યાં પણ જ્યારે ઈસ્લામ મઝહબ સાથે સબંધ ધરાવનાર બીલો આવે છે ત્યારે તે સવાલને જીન્હા ધામીંક દ્રષ્ટીએ જુએ છે અને તે બીલને મઝહબી હુકમ પ્રમાણે પસાર કરવા પ્રયાસ કરે છે તે સાથે જ્યારે મુસલમાનો રાજદ્વારી સામાજીક અને ધામીંક હક્કો પર અન્યો તરફથી ત્રાપ મારવામાં આવે છે ત્યારે જીન્હા તે બરદાશ કરી શકતા નથી. વળી મુસ્લીમોના લાભને નુકશાન થતુ હોય અથવા તેમના કોઈ લાભ ઉપર કોઈ કાનુની બેડી ઠોકવામાં આવતી હોય કે જેથી કરી મઝહબની બદનામી અથવા વિરૂદ્ધતા થતી હોય તો તેઓ હમેશાં પુરજોર લડત ચલાવે છે અને એ લડત ચલાવતાં તેઓ સરકારની કે ભાઈબંધ કોમના મતની જરા પણ દરકાર કરતા નથી. મુસલમાનોની વ્યાજબી માગણીઓ અને ઈસ્લામની સાચી હમદર્દી માટે તેઓ હમેશાં એક પગે તૈયાર હોય છે.

## ઈન્કેલાબ તરફ અણગમો

મી. જીન્હા કહે છે કે ભાફ અને ડર ફેલાવનારા અને 'ઈન્કેલાબ ઝીંદાબાદ' ના પોકારો કરનારાઓથી કોઈ સારૂં રાજ્ય કાયમ કરી શકતું નથી અને ન તો દુન્યામાં કયાંય થયું છે કે ન તો હીંદમાં થનાર છે, કતલ, ખુનરેઝી, બુમ બરાડા અને જોશ, મામલાઓને બગાડીને ખરાબ કરી નાખે છે. પ્રેસ એકટ વખતે તેમણે કહ્યું કે:—મને બહુ અફસોસ થાય છે કે મારા કેટલાક દેશ બંધુઓના નકામા બુમ બરાડાઓએ અમારી સઉથી મોટી સ્વતંત્રા, અમારી સઉથી સરસ ઈજ્જત, અમારો સઉથી સરસ હક એટલે કે છાપાંઓની સ્વતંત્રતા (વાણી અને વિચારની સ્વતંત્રતા) નો ભોગ લીધો."

મી. જીન્નાહએ કદી ખુબ બરાડા પાડનારાઓને સાથ દીધો નથી, તેઓ હમેશથી સુધારણા અને માત્ર સુધારણાનાજ મુદ્દા ઉપર કાયમ રહ્યા છે, અને એજ રીતે તેઓ હિંદની આઝાદી પણ ચાહે છે.

# કાએદે આઝમ

( એક અંગ્રેજ પત્રકારની દૃષ્ટિએ )

૯ કરોડ મુસ્લિમો જેને પોતાના કાએદે આઝમ માને છે એ મહાન શખ્સીયત સંબંધે એક અંગ્રેજ પત્રકાર મી. એફ. આર. મોરીસે "ઇલસ્ટ્રેટેડ વીકલી ઓફ ઇન્ડીયા" ના તા, ૧૦—૯—૩૯ના અંકમાં નીચે પ્રમાણે ચિત્ર દોર્યું હતું:—

હિંદી રાજકીય ચળવળોમાં મી. મુહંમદ અલી ઝીનાહ આજે કદાચ એક અગત્યની વ્યક્તિ છે. તે સર્વેનું ધ્યાન ખેંચે છે. ભલે તમે તેમના અભિપ્રાયો સાથે મળતા ન હોય, ભલે તમે તેમનું રાજકારણ પસંદ કરતા ન હોવ પરંતુ એઓ એક એવી વ્યક્તિ છે જેને તમે નઝર અંદાઝ કરી શકોજ નહિ.

કોર્ટ રૂમમાં દલીલો કરતા હોય ત્યારે તમે તેમના ઉપર નજર કરો. ભાગ્યે જ એવા થોડા ધારાશાસ્ત્રીઓ હશે જેમની દલીલો સાંભળવા થોકબંધ માણસો ઉતરી પડતા હશે!

ભાગ્યે જ બીજા માણસો, પોતાનો કેસ રજુ કરવામાં આવી કુશળતા દેખાડે છે. જો થોડામાં થોડી મહેનતે વધારેમાં વધારે સારૂં કામ કરવું એ એક કળા હોય તો મી. જીનાહ પોતાના ધંધાના એક કળાકાર છે. મી. જીનાહને પોતાના કેસની ઝીણામાં ઝીણી વીગતોમાં બારીકાઇથી ઉતરવાનું પસંદ છે. અને પોતાનો કેસ રજુ કરવામાં તેમનું વર્તન સ્વતંત્ર હોય છે.

મી. જીનાહ પોતાનું ભાષણ શરૂ કરતાં જ કોર્ટ રૂમનું વાતાવરણ શાંત ને ગંભિર બની જાય છે. નવા ધારાશાસ્ત્રીઓ પોતાની ગરદન આ ઉંચી વ્યક્તિની દરેક હીલચાલને જોવા ફેરવે છે. જુના ધારાશાસ્ત્રીઓ ધ્યાન પુર્વક સાંભળે અને

જજ સાહેબ એક ચિત પુર્વક ધ્યાન આપે છે
મી. જીનાહનો અવાજ ઝીણો છે, પરંતુ તે
સાંભળનારાઓ પર ભારે અસર કરે છે. એ
પળ કાનમાં ગણગણાટ સંભળાય છે અને સોંસરે
દીલમાં ઉતરી જાય છે.

આવું જ વ્યકિતત્વ તેઓ પબ્લીક પ્લેટ-
ફોર્મ ઉપર ધરાવે છે. થોડા વર્ષો અગાઉ મુંબા-
ઈમાં એક સભામાં તેમનું ભાષણ સાંભળવાની
મને તક મળી હતી.

જ્યારે તેઓ બોલવા ઉભા થયા ત્યારે
પ્રેક્ષકો ઉશ્કેરાયલા ને વાતાવરણ પ્રતિકુળ હતુ
જ્યારે ભાષણ શરૂ કર્યું ત્યારે હો હા થઈ રહી.
તેમણે કહ્યું–'તમે જો મને વોટ આપવા ન
ન ચાહતા હતા તો ન આપશો, પણ હું કહું છું
તે સાંભળી લો.'

અને ધીમે ધીમે તે હો હા સમી ગઈ. જ્યારે
તેમણે ભાષણ પુરૂં કર્યું ત્યારે પોકારોથી વધાવી

લેવામાં આવ્યા, એ તેમના વ્યક્તિત્વનો જ વિજય હતો.

ત્યાર પછી લાંબો સમય વિત્યો અને અસંખ્ય બનાવો બની ગયા. રાજકીય દ્રષ્યો બદલાઈ ગયા. અને તે સાથે ઘણી પાર્ટીઓ અને વ્યક્તિત્વો પણ બદલાયાં છે.

પણ મી. જીનાહના સંબંધમાં જુદું જ બન્યું છે. મી. જીનાહના વિરોધીઓ કહે છે કે "પ્રગતિવાદી મટીને તેઓ કવમીવાદી બન્યા છે." અને મને જણાવતાં આશ્ચર્ય થાય છે કે મી. જીનાહને આ આક્ષેપોથી જરાય ખોટું લાગતું નથી.

જ્યારે મેં તેમની મુલાકાત કરી ત્યારે તેઓએ કોમી પ્રશ્ન ઉપર ખુલ્લાં દીલે વાત કરી તેમણે કહ્યું કેઃ—'અમે વારંવાર કોંગ્રેસ તરફ સહકાર માટે હાથ લંબાવ્યો છે. અને વારંવાર તે ઝટકાવી નાખવામાં આવ્યો છે જો મુસ્લિમ કોમ આજે સંયુક્ત અને વ્યવસ્થિત થઈ રહી છે તો

તે માત્ર પોતાના સ્વરક્ષણાર્થેજ. કારણકે એકત્ર રહીનેજ અમે જીવી શકીએ અને મુકાબલો કરી શકીએ જ્યારે જુદા પડીને અમે અમારો નાશ આમંત્રીએ છે. ને વળી મુસ્લિમો જો પોતાની મેળે સંયુક્ત અને વ્યવસ્થીત થતા હોય તો તેમાં બીજી કોમોએ શા માટે ટીકાઓ કરવી જોઈએ? હીંદમાં અમારૂં પણ સ્થાન છે અને એ સ્થાનને જાળવી રાખવાનો અમે મકકમ નિર્ણય કર્યો છે. બીજી કોમ તરફ અમને કંઈ દ્વેષ નથી. જે કંઈ અમે માગીએ છીએ તે એટલુંજ કે બહુ-મતિ કોમોએ અમારા હકો જાળવવા જોઈએ અને હીંદી મામલાઓમાં અમને સરખા ગણવા જોઈએ. ખરો ન્યાય એજ છે–ખરૂં કે નહિ ?

રાઉન્ડ ટેબલ કોન્ફરંસની વાત કરતાં તેમણે જણાવ્યું કે "બંને કોમો વચ્ચે સમજુતી થવાની પળ આવી લાગી હતી. એમતો કોંગ્રેસ, હિંદુ મહાસભાથી જુદા હોવાનો ઈન્કાર કરે છે અને

લંડનમાં મી. ગાંધીએ જણાવ્યું હતું કે જો હિંદુ મુસ્લિમો સમજી જતા હોય તો મને વાંધો નથી અને અમલી રીતે તે શરતોને તેમણે ટેકો પણ આપ્યો. પરંતુ પાછળથી તે શરતો પાછી ખેંચી લીધી; અને જણાવ્યું કે:—"પંડીત માલવીયા અને તેમના ગોઠીયાઓ આ શરતો કબુલ કરવાનો ઈન્કાર કરે છે."

અને એમ કહેતાં મી. જીન્હાએ તિરસ્કાર પુર્વક પોતાના ખભા હલાવ્યા અને કહ્યું:—પણ ત્યાર પછીથી સ્થીતી પલ્ટાઈ છે. પ્રાંતિક બંધારણ હેઠળ કોંગ્રેસ ગવર્નમેન્ટોએ લઘુમતિ પ્રાંતોના મુસ્લિમ અધિકારો ઉપર ત્રાપ મારી છે. બંગાલ અને પંજાબમાં જ્યાં મુસ્લિમો વધુમતિમાં છે ત્યાં પ્રધાન મંડળોમાં હિંદુઓને જગ્યા આપવામાં આવી છે જ્યારે કોંગ્રેસી પ્રાંતોમાં મુસ્લિમોને કોંગરેસના સિદ્ધાંતો, પ્રોગ્રામ અને પોલીસીનો સ્વિકાર કરવા જણાવ્યું હતું. શું એ ન્યાય નીતી છે?"

મારા મનમાં એક સવાલ રમી રહ્યો હતો. તેને માટે આ તક હતી. મેં કહ્યું કે:—"મુસ્લિમોમાં આટલો બધો ઉત્સાહ આવ્યા પછી નિષ્ક્રીયતાને કારણે હવે તેઓ નિરાશ થતા જાય છે. મુસ્લિમ લીગે મુસ્લિમો માટે કયું નક્કર કામ કર્યું છે ?"

મી. જીનાહે જવાબ આપ્યો—"તમારે એ ભુલવું જોઈતું નથી કે અમારી સંસ્થા નવી છે. એમ તો મુસ્લિમ લીગ ઘણા વર્ષોથી છે પરંતુ આ ક્ષેત્રમાં પ્રવેશ્યાને તો માત્ર બેજ વર્ષ ભાગ્યેજ થયાં છે અને આ વખત દરમ્યાન અમારે જુદા જુદા મોરચાઓ પર અનેક લડાઈઓજ લડવી પડી છે.

હજુ અમને સમયની જરૂર છે. વળી કંઈજ નથી થયું એ વાત પણ ખરી નથી. હીંદુસ્તાનના મારા પ્રવાસ દરમ્યાન મેં વારંવાર જોયું છે અને મને એ જોઈને આશ્ચર્ય થયું છે કે મુસ્લિ-

મોએ ભારે પ્રગતિ કરી છે. જુદી જુદી દીશા-એોમાં, ખાસ કરીને આર્થીક અને કેળવણી વિષયમાં પણ, છતાંય હજુ અમને સમયની જરૂર છે. ત્રણ કે ચાર વર્ષમાં અમે મુસ્લિમ હિંદનું રૂપ બદલી નાખીશું. અમે કોમમાં નવો આત્મા તો ક્યારનોય ફૂંકી દીધો છે.”

મેં પુછ્યું.—એ પછી શું? જ્યારે તમે તમારી ધારેલી હદે પહોંચી જશો, જ્યારે તમારી કોમ સંયુક્ત અને વ્યવસ્થીત થઈ જશે, પછી શું?”

મી. ઝીન્હાએ જવાબ આપ્યો કે “પછીનો જવાબ એકલી હીંદુ કોમ ઉપરજ નહિ બલ્કે મુસ્લિમ કોમ ઉપર પણ આધાર રાખે છે. અમે મજબુત અને વ્યવસ્થીત થવાની અને અમે શાંતિમાં રહેવાની આશા રાખીએ છીએ વળી એ ભુલવાનું નથી કે વધુમતી કોમ તરફ સહકાર માટે લાંબો કરેલો હાથ હજુ એમને એમ છે.

એનો સ્વિકાર કરવો કે ન કરવો એ એગના હાથમાં છે. અને જ્યાં સુધી સહકારનો સ્વિકાર ન થાય ત્યાં સુધી અમે મુસ્લિમોએ વ્યવસ્થીત થવુંજ જોઈએ.

તેમના સુંદર અભ્યાસ ગૃહ (કે જેમાં દીવાલો ઉપર પુસ્તકોની હારોહાર લાગી રહી છે) માંથી મેં વિદાય લીધી, પરંતુ એ પ્રસંગ મને હજુ યાદ છે. આજે વૃદ્ધાવસ્થાને કિનારે પણ મી. જીનાહમાં જે ઉત્સાહ અને અખુટ કાર્ય શક્તિ નજરે પડે છે તે આજના કેટલાય યુવાનો માટે અદેખાઈ કરવા યોગ્ય છે.

વિદાય થતાં તેમણે એક વાત કહી તે અછુતો સંબંધેની હતી. તેમણે કહ્યું કે "તેઓ એક કરૂણુ જાતી છે. તેમને ન્યાય આપવામાં આવતો નથી અને અછુતો પોતાના મિત્ર ગણાવી શકે એવા તેમના મિત્ર જુજ છે. તેમનો અવાજ થોડો છે અને તેથી તેઓ મારા મુસ્લીમ બંધુઓ

કરતાંય મારાથી વધુ નજીક છે. રાઉન્ડટેબલ કોન્ફરંસ અને બીજે બધે સ્થળે મેં મારાથી બનતું દરેક કાર્ય તેમના માટે કર્યું છે. તે કોમની તરક્કી માટે હું ગમે તે કરવા તૈયાર છું"

એ પછી મેં આ મહાન વ્યક્તિથી વિદાય લીધી.



# કાએદે આઝમ
## ના
## નિવેદનો વિચારો અને દલીલો.

[ ૧૯૩૯ ના સપટેમ્બરની ૧ લી તારીખે જર્મનીએ જંગમાં ઝંપલાવ્યા પછી આંતરરાષ્ટ્રીય પરિસ્થીતીમાં પલ્ટાપર પલ્ટા આવે છે. આવા સમયે ૯ કરોડ મુસ્લિમોનાં કાએદે આઝમે વારંવાર નિવેદનો ભાષણો અને દલીલોદ્વારા જે કંઈ ફરમાવ્યું છે તેની ટુંક નોંધ અત્રે ઉતારી લેવામાં આવી છે. ]

## મુસ્લિમો ઇન્સાફ માગે છે.

સીમલાથી ગઈ તા, ૭ મી સપટેમ્બર ૧૯૩૯ ના રોજ ઓલઇન્ડીયા મુસ્લિમ લીગના પ્રમુખ મી. મુહંમદઅલી જીન્હાએ એક નિવેદન પ્રગટ કરતાં જણાવ્યું હતું કેઃ—

" અગાઉ જાહેર થયા પ્રમાણે ૪ થી સપ્ટેમ્બરે ના. વાઇસિરોય સાથે મારે મુલાકાત થઈ હતી, અને તેમણે મને યુદ્ધની પરીસ્થીતી સમજાવી હતી. તેમની અને મારી વચ્ચે થએલી વાતચીત અલબત હું બહાર પાડી શકતો નથી. પણ ઘેરાયેલાં ગાઢ વાદળાઓમાં આપણે રૂપેરી કોરની આશા રાખીએ.

હથીયારો અને પશુ બળના ઉપયોગને આપણે વખોડી કાઢવો જોઇએ. માન ભર્યું સમાધાન ન નીકળી શક્યું એ યુરોપની સંસ્કૃતી અને નીતી નીપુણતાને લાંછન રૂપ છે. દુનીયા ભરમાં ભયંકર વીનાશ અને ઉલ્કાપાત મચાવનારી

પરીસ્થીતી આપણી સામે ઉભી છે, કટોકટી આવી ઉભી છે અને આપણે તેને સહન કરવાની છે અને બનતો સામનો કરવાનો છે.

બ્રીટીશ કોમનવેલ્થના આપણે અત્યારે એક ભાગ હોવાથી મારી સહાનુભુતી સ્વાભાવીક રીતે પોલાંડ ફ્રાંસ અને બ્રીટન સાથે છે, પણ જો બ્રીટનને આ લડતમાં સફળ થવું હોય તો તેણે મુસ્લીમોની માન્ય સંસ્થા મુસ્લીમ લીગને વીશ્વાસમાં લેવી જોઈએ. અને યુદ્ધની જાહેરાત પછી વાઈસરોયે જાહેર કરેલા સીદ્ધાંતોનો અમલ કરવા માટેની નીતી ઘડવામાં મુસ્લીમોનો સહકાર મેળવવો જોઈએ. મુસ્લીમો ન્યાય અને ઈન્સાફ માગે છે.

(અખીલ હીંદ મુસ્લીમ લીગ કારોબારીની બેઠક ૧૭ મી સપ્ટેમ્બરે દીલ્હી ખાતે મળશે ત્યારે હું ના૦ વાઈસરોયના વીચારો કારોબારી સમક્ષ મુકીશ.) એ દરમ્યાન હું મુસ્લીમોને અખીલ હીંદ

મુસ્લીમ લીગના ઝંડા હેઠળ સંગઠીત થઈને એકત્ર થવાની અપીલ કરૂં છું. આ ગંભીર પ્રસંગે મુસ્લીમ હીંદના હીતમાં આપણે યોગ્ય નીર્ણય કરી શકીએ એવી ખુદાતાલા અમને દોરવણી આપે એવી આપણે બંદગી કરીએ.

# જનાબ જીનાહની આખરી તમન્ના

## મુસ્લિમોને આઝાદ અને સર બુલંદ જોઉં અને મુસલમાન તરીકે મરૂં

(ઓલ ઈન્ડીયા મુસ્લીમ લીગ કાઉન્સીલની એક સભામાં જનાબ જીન્હાએ એક દીલ હચમચાવનારૂં ભાષણ આપ્યું હતું જેનો નીચલો ભાગ દરેક મુસલમાને વાંચવા યોગ્ય હોવાથી ઈન્કેલાબ ઉપરથી અત્રે રજુ કરવામાં આવે છે)

મુસલમાનો ! મેં દુન્યામાં ઘણું જોયું. દોલત, ખ્યાતી અને એશઆરામનો ઘણો લાભ ઉઠાવ્યો. હવે મારી જીંદગીની એકલી તમન્ના એ છે કે મુસલમાનોને આઝાદ અને સરબુલંદ નિહાળું. જ્યારે મરૂં તો એવી ખાત્રી અને સંતોષ સાથે મરૂં કે મારો અંતર આત્મા અને મારો ખુદા ગવાહી આપતો હોય કે જીન્હાએ ઈસ્લામનો દ્રોહ કે ગદ્દારી નથી કરી, અને મુસલમાનોની તનઝીમ આઝાદી અને બચાવમાં પોતાની ફરજ બજાવી છે. હું આપ પાસે એની દાદ અને ગવાહીની ઈચ્છા નથી ધરાવતો, હું એ ચાહું છું કે મરતી વખતે મારૂં દિલ, મારૂં ઈમાન અને મારૂં અંતઃકરણ ગવાહી આપે કે જીનાહ તેં ખરેખર ઈસ્લામના બચાવની ફરજ બજાવી છે. મારો ખુદા એ કહે કે બેશક તું મુસલમાન જનમ્યો અને કુફ્રની તાકતના હુમલામાં ઈસ્લામના ઝંડાને ઉંચો રાખતાં મુસલમાન મર્યો.

સાંભળનારાઓનું કહેવું છે કે મી૦ જીન્હાના મુખે આ દિલ હચમચાવનારા શબ્દો સાંભળી જે લોકો હાજર હતા તે બધાની આંખોમાંથી આંસુ વહેતા હતા.

## કાયદે આઝમનો ઈદ સંદેશ

ગઈ તા. ૧૩મી ડીસેમ્બરે ૧૯૩૯ને સોમવારે (ઈદની) રાત્રે ૮–૩૦ વાગે મુંબાઈ રેડીઓ સ્ટેશનેથી કાયેદે આઝમ જનાબ જીનાહ સાહેબે મુસ્લિમ હીંદ જોગ એક ઈદ સંદેશ મોકલ્યો હતો.

" બાનુઓ અને ગૃહસ્થો ! ઈદ મુબારક ! " આજે હું કંઈક એવું કહીશ કે જેથી યુવાનોના દીલમાં પ્રેરણા ઉઠે. કારણ કે આપણી આશાઓ-અભિલાષાઓ પાર પડવાનો બોજો ભવિષ્યમાં તેમને ઉઠાવવાનો છે.

આપણી દીવસ ભરની પાંચ બંદગીઓ, અઠવાડીયા દરમ્યાન એક વખતે શહેરની મોટી મસજીદમાં પઢવામાં આવતી નમાઝ, વર્ષમાં બે વાર શહેર બ્હાર થતી ઈદ નમાઝ અને ઝીંદગીમાં એક વાર ખુદાના પવિત્ર ઘર મક્કા શરીફમાં થતી હજ આપણને ઈસ્લામી ભાઈચારો, સમાનતા અને નિયમિતતા શીખવે છે. આપણા મહાન રાહબર હઝરત પેગંબર સલ૦ એ આપણને આપણી કોમ અને અન્ય જાતિ [ અને મનુષ્ય માત્ર ] તરફ પણ પ્રેમ અને સહિષ્ણુતા શીખ-વાના પાઠ શીખવ્યા છે.

આજે ઈદના આ શુભ દીવસે આખા માસના રોઝા અને બંદગીઓની ભાવનાને છાજતું કાર્ય એ હોઈ શકે કે આપણા દેશમાં કે જ્યાં જુદા જુદા ધર્મો અને જાતો અને પક્ષ; ભરેલા છે ત્યાં સંપુર્ણ એકતાનતા સ્થાપવી, અને ખાનંગી કે જાહેર જીવનમાં નિસ્વાર્થ પણે આપણાં તમામ

દેશ બંધુઓ અને આખી ગાનવ જાતિ માટેના મહાન શ્રેયની ખાતર કાર્ય કરવાનો નિરધાર કરવો.

કોમી ઝગડાઓથી હિંદુ મુસ્લિમ નેતાઓ હંમેશાં ચિંતાતુર રહે છે. હું એના કારણોમાં નહિ ઉતરૂં. હંમેશાં જ્યારે મતભેદ પડે અને ઝગડો ઉત્પન્ન થાય અને તે નિવારી શકાય તો એવા સમય માટે હું તમોને ઈદની પ્રાર્થના યાદ કરવાનું જણાવીશ કે આપણા પવિત્ર કુરાને શરીફ અને તે મહાન આત્મા જેને આપણે ઈસ્લામ કહીએ છીએ તેના પ્રકાશમાં વિચારણા કરી ચાલવા અને સહન કરવા (દર ગુજર કરવા) ની વલણ અખત્યાર કરવી.

સામાજીક પુનઃરચના અને રાજકીય છુટા-પણાનો આધાર એવી વસ્તુ પર હોવો જોઈએ જે જીવનમાં ઉંડો અર્થ ધરાવતી હોય એવી વસ્તુ હું કહીશ કે તે ફક્ત ઈસ્લામ અને ઈસ્લામી જોશ છે. ભવ્ય ભાષણો અને મોટી સભાઓ એ વસ્તુ

પેદા કરી શકતી નથી. કેટલાક મુસ્લિમ જુવાનો મારી પાસે આવી માગણી કરે છે કે અમે દેશની સેવા કઈ રીતે કરીએ. હું આજે રાજકીય વિષય છેડવા માંગતો નથી પરંતુ મુસ્લિમ જુવાનોને ફક્ત એટલીજ સલાહ આપું છું કે ભવિષ્યની હદમાં આપણા હકો અને દાવાઓ જળવાય એટલુંજ તમારે કરવાનું છે. પણ આપણે તે સંબંધી હઠીલા બનીશું નહિ કારણ કે હઠાગ્રહ એ આજે ઈદના દીને આપણે પ્રેમ અને સહિષ્ણુતાની જે ભાવના અંગિકાર કરવાની છે તેના ઈન્કારરૂપ થશે. આપણા હ૦ પેગંબર સલ.એ ફરમાવ્યું છે કે એમના આશીર્વાદ બીજાને મળે એમ વર્તવું જોઈએ. પણ આપણામાંનો દરેક જણ શીસ્તબદ્ધ બનીને સેવા કરી શકે છે કારણ કે આજના પવિત્ર અવસરનુ મુખ્ય તત્વ શિસ્ત છે.

નિયમિત ખાવુ પીવું નિયમીત સુવું, નિયમીત ફરવું ચાલવું, નિયમિત ટેવો રાખવી એ બધું

ભલે નજીવું દેખાય છતાં તેમાંથી શીસ્ત અને નીયમીતતા ઉત્પન્ન થાય છે જો કે રહેણી કરણીમાં નિયમીતતા લાવવાથી તમે રાજદ્વારી જાહેરાતમાં આવી જતા નથી પણ તમારા દીલને એટલો સંતોષ રહેશે કે તમે એક રાજદ્વારીના કાર્યને સરળ કરી આપો છો.

સત્યની શોધમાં આપણી માન્યતાઓની પુર્ણતામાં આપણે કુરાને શરીફના પ્રકાશમાં આગળ વધવું જોઈએ. અને એ પ્રકાશદ્વારાજ આપણે આપણા નિશ્ચીત ધ્યેયને પહોંચીશું અને સત્યને અમલમાં મુકતાં આપણે બીજાના હક પર ત્રાપ માર્યા સિવાય વધુને વધુ મેળવવા પ્રયત્ન કરતા રહીશું. છેવટમાં હું તમોને આગ્રહ કરીશ કે **"ઈસ્લામ દરેક મુસ્લિમ પાસેથી અમલ અને ફરજ પુર્ણ કરવાની આશા રાખે છે"** એ ભુલશો નહિ.

* * *

## રોયલ કમીશનની માગણી.

રા વર્ષના કોંગ્રેસી રાજઅમલ પછી તેમના પ્રધાન મંડળોના પતન થતાં કાએદે આઝમે મુસ્લિમોને "મુક્તિદીન" ઉજવવાની સુચના કરતાં ચોતરફથી વીરોધીઓ ટીકાઓ કરવા લાગી ગયા હતા અને લીગે કરેલા આક્ષેપોને ગલત જાહેર કર્યા હતા. આ સંબંધે મી. જીનાહે એક જાહેર નીવેદન બ્હાર પાડી કોંગ્રેસ પ્રધાન મંડળો સામેની તપાસ માટે રોયલ કમીશનની માગણી કરતાં નાયબ હિંદી વઝીરે ઈન્કાર કર્યો હતો. આ સંબંધે, કાએદે આઝમે કાઠીઆવાડના પ્રવાસેથી પાછા આવતાં અહમદાબાદથી તા. ૨૮ મી જાન્યુઆરી (૧૯૪૦) એ નીચેનું નીવેદન બ્હાર પાડયું હતું.



# ગાંધીજી અને નાયબ વઝીરને કાએદે આઝમનો જવાબ.



મહાસભાવાદી સરકારોની, લઘુમતીઓ પ્રત્યેની વલણ વિષે તપાસ કરવા માટે શાહી કમિશનની માગણીના સંબંધમાં સર હ્યુગ ઓનીલે બ્રિટીશ સરકારની વલણ વીષે જે ખુલાસો કર્યો હતો તેના સંબંધમાં એસોસીએટેડ પ્રેસના પ્રતિનિધીએ મી. જીનાહની મુલાકાત લેતાં મી. જીન્હાએ જણાવ્યું હતું:—લંડનનાં 'સ્કાઉટસ'ને અમે મહાસભાવાદી સરકારના અમલ હેઠળના પ્રાંતોમાંના મુસલમાનો ઉપર ગુજારવામાં આવતા ત્રાસ વગેરેને લગતા અમારા આક્ષેપો વિષે તપાસ કરવા માટે શાહી કમીશનરૂપે એક નિષ્પક્ષ અદાલત ટ્રીબ્યુનલ નીમવાની અમારી વાજબી માગણીઓની ખબર આપી હતી.

સર ઓનીલે એમ કહ્યું હોવાનું કહેવાય છે કે આ બાબતગાં વિધિસરની તપાસ કરવી એ ઝઘડતા બન્ને પૈકી એકેયના કે સમગ્ર રીતે હિંદના લોકોના હિતમાં નથી. આ વાજબી જવાબ નથી. પણ એથી અમારા ઉપર વધારાનું કામ લાદવામાં આવે છે. તે જયારે એમ કહે છે કે હિંદના લોકોના હિતમાં એ નથી ત્યારે તેમની એવી ખોટી માન્યતા દુર કરવાનો અમે પ્રયત્ન કરીશું. આવા પ્રકારની તપાસથી કોમી લાગણી વધારે કડવી બનશે એમ કહેવામાં તેમની મોટી ભુલ છે.

એ પ્રશ્ન હિંદુ અને મુસ્લિમ એ બે કોમો વચ્ચેનો નથી પણ મહાસભાવાદી પ્રધાન મંડળો સામેનો એ આક્ષેપ છે જે ભવિષ્યમાં તેનું પુન-રાવર્તન થવા ન પામે તે ખાતર તપાસવો જોઈએ.

આગળ ચાલતાં મી. જીન્હા એ જણાવ્યું કે 'લંડન ટાઈમ્સ' માંના લેખો પ્રત્યે મારૂં ધ્યાન દોરવામાં આવ્યું છે સામાન્ય રીતે આ પત્ર સારી

માહિતી ધરાવતું હોય છે પરંતુ જ્યારે તે એમ કહે છે કે અખીલ હિંદ મુસ્લિમ લીગ એ હિંદના મુસ્લિમોનું પ્રતિનીધીત્વ ધરાવતી કે સત્તા ધરાવતી સંસ્થા નથી ત્યારે હિંદમાંની ખરેખરી વસ્તુસ્થિ-તીનું સંપુર્ણ અજ્ઞાન તે બતાવે છે. અલબત મુસ્લિમ લીગ એ હિંદમાંની માત્ર એકજ મુસ્લિમ સંસ્થા નથી. તેમ દેશના સોએ સો ટકા મુસ્લિ-મોનું પ્રતિનીધીત્વ ધરાવતી નથી. (જે કોઈ પણ દેશમાં કોઈ પણ સંસ્થા માટે અશકય છે. પરંતુ વિરોધ ઉઠવાના ભય વગર હું એમ કહેવાની હીંમત કરૂં છું કે આજે મુસ્લીમ પ્રજાનું, ના૦ શાહી સરકાર બ્રીટીશ પ્રજાનું હાલ જે પ્રતિનિધિત્વ ધરાવે છે તેના કરતાં વધારે સાચું અને અસકારક પ્રતિનિધિત્વ ધરાવે છે. જો લંડન ટાઈમ્સ એવો ખ્યાલ રાખતું હોય કે બ્રિટીશ સરકારની છત્ર છાંય હેઠળ મુસ્લિમોની સંમતી વગર મુસ્લીમો ઉપર કોઈપણ જાતનું સમાધાન બળજબરીએ લાદી શકશે તો તેની એ ભુલ થાય છે. મુસ્લીમો તેમનું

ભાવિ બીજા કોઈના હાથમાં છોડવા માટે તૈયાર નથી. હિંદનું ભાવિ ઘડવામાં માનવંતા અને જવાબદાર લોકો તરીકે તેમની પ્રત્યે સમાધાનતાનું વર્તન ચલાવવામાં આવવું જોઈએ.

"હરિજન" માંના ગાંધીજીના છેલ્લા લેખનો ઉલ્લેખ કરીને મી ઝીન્હાએ જણાવ્યું હતું કે તેમના પત્રના ઉત્તરમાં મે કરેલું છેલ્લું સાચું અને પ્રમાણીક નિવેદન હિંદુ મુસ્લીમ એકતાની તમામ આશાઓને જમીનદોસ્ત કરનારૂં છે, એમ ગાંધીજીને એકાએક લાગ્યું છે. વસ્તુસ્થિતિની ચોખવટ મેં આ કાંઈ મેં પહેલીજ વાર કરી નથી તો પછી મુસ્લીમોના માનસનું હું પ્રતિનિધિત્વ ધરાવું છું કે નહિ એવી શંકા શા માટે? પરિસ્થિતિની વાસ્તવિકતા વિષે શ્રી. ગાંધીજીને ખાત્રી કરી આપવી એ કાંઈ સહેલું નથી એ હું જાણું છું. તેમને એમ લાગે છે કે જે ચિત્ર હું તેમની સમક્ષ રજુ કરી રહ્યો છું તે જો સાચું ઠરે તો મહાસભા

છેલ્લા ૫૦ વર્ષથી જે પ્રયાસો કરે છે તે નિરર્થક નીવડશે.

પહેલા ત્રણ વર્ષના મહાત્માના પ્રયાસો તો ક્યારના નિરર્થક બની ચુક્યા છે અને એને માટે ગાંધીજી મુખ્યત્વે કરીને જવાબદાર છે.

એ દાયકાઓ થયાં ગાંધીજીની નીતી અને કાર્યક્રમનું અંધ અનુકરણ એજ હાલની વસ્તુ સ્થિતીનું મુખ્ય કારણ છે. મુસ્લીમ લીગના ઈતિહાસમાં આ તો એક માત્ર કામ ચલાઉ પ્રકાર છે. અને મુસ્લિમો તેમ હિંદુ અને ખ્રીસ્તી ભાઈઓથી કદી છુટા પડી શકે તેમ નથી એમ જ્યારે તેઓ કહે છે ત્યારે તે અંધારામાંજ છે. અમારા હિન્દુ અને ખ્રિસ્તી બીરાદરોથી છુટા પાડવાનો આ પ્રશ્ન નથી પરંતુ અમારા હિંદુ અને ખ્રિસ્તી બીરાદરોને હિંદી આફતાબમાં અમારૂં યોગ્ય સ્થાન પ્રાપ્ત કરવાનો અમને હક્ક છે એ સમજાવવાનો પ્રશ્ન છે.



# મુસ્લિમ લીગ શું માગે છે?

અખીલ હીંદ મુસ્લીમ લીગે નીચેના વીશાળ સીદ્ધાંતો નક્કી કર્યા છે.

(૧) હાલના પ્રાંતીક બંધારણના અમલને પરીણામે મળેલ અનુભવ ઉપરથી અને ૧૯૩૯ થી અત્યાર પછી જે અનુભવો મળે તેની દ્રષ્ટી એ બ્રીટીશ સરકારે હીંદના ભાવી બંધારણનો આખોય પ્રશ્ન તદ્દન નવેસરથી તપાસવો અને તેની ઉપર પુનઃવીચારણા કરવી.

(૨) મુસ્લીમ લીગ સ્વતંત્ર હીંદમાં માને છે, તે છતાં લોકશાસન અને પાર્લામેન્ટરી પદ્ધતી મુજબના અમલના બહાના હેઠળ બહુમતી કોમ ની સત્તા સ્થાપીત કરતા સમવાયી તંત્ર સામે લીગનો કટ્ટર વીરોધ છે.

(૩) હીંદની બંધારણીય પ્રગતીના પ્રશ્ન ઉપર અખીલ હીંદ મુસ્લીમ લીગની સંમતી

મેળવ્યા વીના કોઈ પણ જાતની જાહેરાત કરવી નહી અને આવી સંમતી કે અનુમતી વીના બ્રીટીશ પાર્લામેન્ટ કે બ્રીટીશ સરકારે આવું બંધારણ ઘડવું નહી કે અફર રીતે સ્વીકારવું નહી.

અંતમાં હીંદમાં બે પ્રજાઓ હસ્તી ધરાવે અને તેમની સામાન્ય માતરૂ ભુમી ઉપર રાજ્ય કરવામાં બંનેનો સહકાર હોવો જોઈએ એ બાબત સ્વીકારવી જોઈએ. આવા બંધારણના સર્જનમાં, બ્રીટીશ સરકાર, કોંગ્રેસ કે અન્ય કોઈ પણ પક્ષ સાથે સહકાર આપવા મુસ્લિમો તૈયાર છે. જેથી હાલની દુશ્મનાવટનો અંત આવે અને વીશ્વના મહાન દેશોમાં હીંદ પોતાનુ સ્થાન પ્રાપ્ત કરી શકે.

( "ટાઈમ્સ એન્ડ ટાઈડ" પત્રમાંના મી. ઝીનાહ ના લેખમાંથી )

# લાંબી લડતને માટે તૈયાર થાઓ

## જનાબ જીનાહનો પડકાર

દીલ્હીમાં ગઈ તા. ૨૩ મી ફેબ્રુ. ૧૯૪૦ એ એંગ્લો અરેબીક હોલમાં મોલાના શવકતઅલી મરહુમનું એક તેલ ચિત્ર ખુલ્લું મુકવાની ક્રીયા કાએદે આઝમ જનાબ મુહંમદ અલી જીનાહને હસ્તે થઈ હતી.

કાએદે આઝમ જનાબ મુહંમદ અલી જીનાહે મોલાના શવકત અલી મરહુમ ને અંજલી આપતાં કહ્યું કે 'મોલાના એ પોતાના જીવનનો મોટો ભાગ કોમની સેવામાં વિતાવ્યો હતો. મોલાના પોતાના ઈન્તેકાલ સુધી મારી સાથે વફાદારી અને મકકમતાથી કામ કરતા રહ્યા. પરંતુ ખરી લડત તો હવે આવે છે. આ લડત એક લાંબી અને મુશ્કેલ ભરી લડત થશે. હું ઈચ્છું કે દરેક મુસલમાન સ્ત્રી પુરૂષ આ સ્થીતી ઉપરથી ખરી હકીકત

સમજે જે અમારી સામે આવનારી છે, માત્ર ગર્જનાઓ અને શાબ્દીક ચટકાથી હવામાં ન ઉડે !

## આઝાદીના સુંદર શબ્દો

જ્યારે એમ કહેવામાં આવે છે કે મુસલમાનો હિન્દને આઝાદ કરાવવા પયદા થયા છે ત્યારે તે બહુ સુંદર જણાય છે. પરંતુ ખરી બીના એ છે કે પ્રથમ મુસલમાનોએ પોતાને આઝાદ થવાનું છે હું પુછું છું કે અમારી પાસે કઈ તાકત છે ! કેવા હથીયાર છે ! કેવો દારૂ ગોળો છે ! મુસલમાનો ને આગળ રાખી કતલ કરાવનારા ને લોહી વહેવડાવનારા આગેવાનો સારા જનરલ બની શકતા નથી !

## હિંદનો રાજકીય સવાલ

હિંદના મુસલમાનો સામે જે રાજકીય સવાલ ઉભો છે તેની વીગતમાં ઉતર્યા સીવાય હું એમ કહી શકું છું કે બ્રીટાનીયા પણ હિંદ પર પોતાનો સીક્કો જારી રાખવા માગે છે અને

મી. ગાંધી પણ હિંદ પર રાજ્ય કરવા માંગે છે. અમે જરા નરમ સ્વભાવના લોકો છીએ છતાં અમારે કહેવું જોઈએ કે અમે એ બંનેમાંથી કોઇને અથવા બંનેને સાથે મળીને પણ અમારા પર રાજ્ય કરવા નહિ દઈએ.

## મુસ્લિમ લીગનો સરંજામ

મુસ્લિમ લીગના નજીવા સરંજામનો ઉલ્લેખ કરતાં કાએદે આઝમે જણાવ્યું કે "ઓરંગઝેબ રોડ ઉપરનું મારૂં રહેઠાણ કંઇ ઈર્ષ્યા કરવા જેવું નથી. ત્યાં મારા સામાનમાં ફક્ત એક એટેચી કેસ, એક ટાઈપ રાઇટર અને એક પર્સનલ એસીસ્ટંટ છે. મારી પાસે કોઇ મોટું સેક્રેટરીએટ કે લશ્કર નથી. મુશ્કેલીઓને નજીવી સમજનારા માંનો હું નથી. જો કે હું એ પણ કહી દેવા માગું છું કે હું નિરાશાવાદી પણ નથી. વળી હું એમ પણ નથી કહેતો કે મને મારી કોમ પર પુરો વિશ્વાસ નથી। કહેવાનો સારાંશ માત્ર એટલો

છે કે આ મુશ્કેલીઓ છતાં મારી કોમ પાસે કુદરતી રાજકીય તબીયત છે તેવી બીજી કોઇ કોમ પાસે નથી. રાજકીય આંટી ઘુંટીઓ તેમની ઘુંટીમાં પડેલી છે. મુસ્લિમ લીગ, મુસલમાનોની સંસ્થા છે. તેણે મુસલમાનો સામે એક પ્લેટ ફોર્મ, એક ઝંડો, એક પ્રોગ્રામ અને એક પોલીસી રજુ કર્યાં છે. હું ઇચ્છું છું કે મુસલમાનો પોતાના કોમી બંધારણને વધુને વધુ મજબુત બનાવી લે. જ્યારે મને લાગશે કે અમે જે ફેંસલો કરીએ છીએ તેની પાછળ તમામ મુસલમાનો છે ત્યારે હું 'કુચ' નો હુકમ આપવા તૈયાર થઇ જઇશ, કોમ જ્યારે સંપૂર્ણ મજબુત અને સંપૂર્ણ સંગઠીત થઇ જશે ત્યારે કુચનો હુકમ આપવા સાથે હું સૌથી આગળ બંદુકની ગોળીયો સીના પર ઝીલવા તૈયાર થઇશ. વાત એમછે કે હું એ ખાત્રી કરી લેવા ચાહું છું કે અમારા શતરૂઓ જેને હાર આપવા માટે અમારી પાસે યોગ્ય બળ મોજુદ છે એવી જ્યારે મને ખાત્રી થશે ત્યારે

"આગે કુચ" કરીશ! છેવટે હું મુસલમાનોને સલાહ આપું છું કે આયંદા એક લાંબી ને મુશ્કેલી ભરી લડતને માટે હમણાંથી તૈયાર થઇ જાઓ!

## લાહોરની ૨૭ મી ઈતિહાસીક લીગ બેઠક.

### કાએદે આઝમનું મનનીય ભાષણ.

ઓલ ઇન્ડીયા મુ. લીગની લાહોર ખાતે મળેલી ૨૭ મી બેઠકના પ્રમુખપદેથી બોલતાં કાએદે આઝમે એક ગંભીર ચેતવણીનો ઉચ્ચાર કરતાં જણાવ્યું હતું કે—"હિંદુઓ અને મુસ્લિમો અલગ અલગ કોમો છે. તેમને એક પ્રજા બનાવવાના પ્રયાસો હિંદમાં ગંભીર આંતરવિગ્રહ સળગાવશે.

"જો બ્રિટીશ સરકાર આ દેશ [હિંદુસ્થાન] ના લોકોની સુખશાંતિ અને આબાદી માટે સાચા

અને ખરા દીલથી ઇન્તેજાર હોય તો આપણા બધાને માટે એકજ માર્ગ ખુલ્લો છે કે સ્વાયત્ત શાસન ધરાવતાં પ્રજાસત્તાક રાજ્યો વ્હેંચી નાખીને મુખ્ય પ્રજાઓને જુદી જુદી વસવાટની ભુમિ આપવી.”

“ આવાં રાજ્યો પરસ્પર વેરવૃત્તિ દાખવે એને માટે કાંઇજ કારણ નથી. એથી ઉલટું એમ કરવાથી એક પક્ષની બીજા ઉપર સામાજીક વ્યવસ્થામાં પ્રભુત્વ દાખવવાની તેમજ દેશના વહીવટમાં રાજકીય ચઢીઆતાપણું સ્થાપવાની સ્પર્ધ અને કુદરતી ઝંખના અને પ્રયાસો અદ્રષ્ય થશે. તેઓની વચ્ચેના આંતર રાષ્ટ્રીય કરારો પરસ્પરની કુદરતી શુભેચ્છા તરફ વધારે આગળ દોરી જશે અને તેઓ પોતાના પાડોશીઓ સાથે વધારે સારી રીતે હળીમળીને રહેશે.

**તલવારથી રાજ્ય નહિં થાય.**

૧૫૦ વર્ષનો હિંદનો એક છત્ર હેઠળનો વહીવટ જે પ્રાપ્ત કરવામાં નીષ્ફળનીવડયો છે તે મધ્યસ્થ

ફેડરલ ગવર્નમેન્ટ કાયમ કરવાથી પ્રાપ્ત કરી શકાશે નહિ. આવી રીતે સ્થપાયલી સરકાર પોતાની પાછળ તલવાર કે બંદુકની તાકત રાખીને જુદી જુદી પ્રજાઓ ધરાવતા દેશમાં શાસન ચલાવી શકશે નહિ.

હિંદમાંનો પ્રશ્ન આંતરરાષ્ટ્રીય પ્રકારનો છે અને એવો ગણીને હાથ ધરવો જોઈએ કે જ્યાં સુધી આ આધારભુત અને મુળગત સવાલ સમજવામાં નહિ આવે ત્યાં સુધી જે કોઈપણ બંધારણ ઘડવામાં આવશે તે વિનાશમાં પરિણમશે અને માત્ર મુસલમાનોનેજ નહિ પણ હિંદુઓ અને બ્રિટીશોને પણ વિનાશ અને હાનિકારક પુરવાર થશે.

આપણા હિંદુ મિત્રો હિંદુત્વ અને ઈસ્લામનું સાચું તત્વ કેમ સમજી શકતા નથી એ કળવું મુશ્કેલ છે. એ બે માત્ર જુદા ધર્મોજ નથી. સમાજ રચના પણ સ્પષ્ટપણે અલગ છે અને એ બને સંયુક્ત મળીને એક સામાન્ય પ્રજામાં ભેળાઈ જશે એમ કહેવું એ માત્ર સ્વપ્નજ છે.

એટલેજ હિંદી પ્રજા વિષેની આ ગેરસમજણ ની હવે હદ આવી રહી છે. અને એજ આપણી ખરી મુશ્કેલીનું મુળ છે. આ વિચારોને હવે આપણે ફરીવાર તપાસતા નહિ બેસીએ તો ફરી હિંદનો વિનાશ થશે.

હિંદુ અને મુસ્લિમોના તત્ત્વવેત્તાઓ જુદા છે. ધાર્મિક રાજકીય, રીતરિવાજોમાં અને સાહિત્ય વગેરેમાં પણ ભિન્નતા છે.

તેઓ વચ્ચે નથી રોટી વહેવાર ચાલતો કે નથી બેટી વહેવાર, વસ્તુતઃ પરસ્પરઃ વિરોધી વિધાનો અને વિચાર શ્રેણીના પાયા પર રચાયેલી બે ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓ એ બે પ્રજાઓની છે. જીવન વિષે પણ તેઓના ખ્યાલો જુદા છે.

એ પણ સ્પષ્ટ છે કે હિંદુઓ અને મુસ્લિમો અલગ ઐતિહાસિક તત્ત્વોમાંથી પ્રેરણા મેળવે છે અને તેઓની ઇતિહાસ ગાથાઓ પણ અલગ છે ઘણીવાર તેમાં એવું પણ બને છે કે એક

ગાથામાંનો નાયક તે અન્યમાંનો ખલનાયક થઈ પડે છે અને જયપરાજયની વાતો ઉલટ સુલટ રીતે વર્ણવાય છે.

આવી બે પ્રજાઓને સંખ્યાબળથી લઘુમતિ અને વધુમતિવાળા એક રાષ્ટ્રમાં જોડી દેવાથી, એ રીતે બનેલી સરકારના કિલ્લાને ઉતરોત્તર વધતા જતા અસંતોષનેપરિણામે જમીનદોસ્તજબનાવી મુકે.

## ઇતિહાસ તપાસો

ગ્રેટબ્રિટન ને આયર્લાંડ, ઝેકોસ્લોવેકિયા અને પોલેંડ જેવા આ પ્રકારના સંયુક્ત સંસ્થાનોના ઘણા દાખલાઓ ઇતિહાસે નોંધાયા છે કે હિંદ જેવા પેટા ખંડ કરતાં પણ નાના ભૌગોલિક પ્રદેશો જેઓ એક દેશ તરીકે ઓળખાઈ શકયા હોત તેને બદલે તેમાં વસતી પ્રજાઓમાં સંખ્યા જેટલા ભાગલાઓમાં વિભક્ત થઈ ગયા છે.

બાલ્કન દ્વીપકલ્પમાં સાતથી આઠ રાજ્યો છે. તેવીજ રીતે સાઇબીરીયન દ્વીપકલ્પનું છે. જ્યારે

બીજી બાજુએ હિન્દમાં અપક્રિય રાખવાના બહા-
નાથી એક મધ્યસ્થ સરકાર રાખવાની વાત થાય છે, કે જે પ્રકારની સરકાર બે કામો વચ્ચે એકતા સ્થાપવામાં છેલ્લા બારસો વર્ષથી નિષ્ફળ નીવડી છે અને જે આટલા સૈકાઓથી જોતી આવી છે કે હિંદુસ્તાન, હિંદુ હિંદ અને મુસ્લીમ હિંદ એમ બે વિભાગોમાં વહેંચાયેલુંજ રહ્યું છે.

## હાનીકારક ભંગાણ થશે.

હિંદમાં હાલમાં જે હિંદુ-મુસ્લિમ એકતાની વાતો કરવામાં આવે છે. તે માત્ર બ્રિટીશ અમલ શરૂ થયો ત્યારથીજ છે અને બ્રિટીશ બેયોનેટના પ્રતાપે તે ટકી રહેલ છે, પરંતુ બ્રિટીશ અમલનો અંત જે તાજેતરમાં શાહી સરકારે કરેલા જાહેર-નામામાં ગર્ભિત રીતે સુચીત થએલ છે તેની સાથેજ તેમાં ભંગાણ પડશે અને છેલ્લા એક હજાર

વર્ષના મુસ્લિમ અમલ દરમ્યાન હતી તેના કરતાં વધારે હાનિકારક રીતે એ ભંગાણ શરૂ થશે.

૧૫૦ વર્ષના રાજ અમલ પછી બેશક બ્રિટીશ સરકાર હિંદને આવો વારસો તો આપી નહિ જ જાય, તેમ હિંદુ અને મુસ્લિમ હિંદ આવી આવી આફતનું જોખમ પણ ખેડશે નહિ. હિંદુ વધુમતીમાં આવશ્યક રીતે પરિણમે એવું કોઈ પણ બંધારણ મુસ્લિમ હિંદ સ્વીકારી શકે નહિ. અને લઘુમતીઓ ઉપર બળજબરીએ ઠોકી બેસાડવામાં આવેલી એક લોકશાહી પદ્ધતિ હેઠળ મુસ્લિમો અને હિંદુઓને લાવવામાં આવે એનો અર્થ હિંદુરાજ સીવાય બીજો કોઇ થઈ શકે નહિ.

## મુશ્કેલીઓની પરંપરા.

છેલ્લા ૨૫ મહિના દરમ્યાન આપણને ઘણી મુશ્કેલીઓનો સામનો કરવો પડયો હતો. દાખલા તરીકે નાગપુરની વિદ્યા મંદિરની યોજના, વર્ધા યોજના (સમસ્ત હિંદ માટે) મુસ્લીમોનું મહા-

સભાવાદી વહીવટ હેઠળના પ્રાંતોમાં દમન, અને કેટલાંક દેશી રાજ્યોમાં મુસ્લીમો સાથે કરવામાં આવેલો વર્તાવ વગેરે. રાજકોટમાં એક મહત્વના મુદ્દાનો આપણે સામનો કરવો પડ્યો હતો. હિંદના એક તૃતિયાંશ ભાગમાં ક્રાંતિ કરવાની બાબતમાં રાજકોટમાં પાકી કસોટી હતી. આ રીતે મુસ્લીમ લીગને ૧૯૩૮ ના જાનેવારીથી માંડીને યુદ્ધ જાહેર કરેવામા આવ્યું ત્યાં સુધીમાં જુદા જુદા મુદ્દાઓનો સામનો કરવો પડ્યો હતો.

## સમવાયી યોજના નહિ જોઇએ.

ગયા સપ્ટેમ્બર માસમાં યુદ્ધ શરૂ કરવામાં આવ્યું ને તે પહેલાં મુસ્લીમોને જેનો સામનો કરવો પડેલો એવો મોટામાં મોટો ભય એ આ દેશમાં સમવાયતંત્રના અમલની શરૂઆતનો હતો. પરંતુ દરેક દિશામાં મુસ્લીમો મજબુત સામનો કરી રહ્યા હતા અને ૧૯૩૫ ના હિંદસાશન

કાયદામાં સમાવી લેવામાં આવેલી સમવાયી યોજનાનો મુસ્લીમો કદી પણ સ્વીકાર કરવાના નથી.

**મહાસભાને સખ્ત ફટકો.**

પરંતુ યુદ્ધ જાહેર થયા પછી કુદરતી રીતેજ ના. વાઇસિરોયને મુસ્લીમ લીગની મદદ જોઇતી હતી. એકાએક વાઇસિરોયની મારા તરફની વલણમાં ફેરફાર થયો. માહાત્મા ગાંધીજીના બરાબરના ધોરણેજ મારા તરફ વર્તાવ કરવામાં આવ્યો. મહાસભાને માટે આ સપ્તમાં સપ્ત ફટકો હતો. મને આટલું બધું ઉચ્ચપદ એકાએક શાથી મળ્યું તે વિષે હું તો આશ્ચર્યચકિતજ બની ગયો.

મહાસભાના કર્ણધારોને લાગેલો આ પ્રથમ ધક્કો હતો જેમાંથી તેઓ હજુ સુધી સ્થિરતા મેળવી શકયા નથી,

આથી મુસ્લીમ લીગની જરૂરીઆત અને તમારા સંગઠનની અગત્ય કેટલી છે એ હું હવે તમને સમજાવવા માંગું છું. હિંદના મુસ્લીમો

આજે જાગૃત ને સચેત બન્યા છે અને આ સંસ્થા કોઈ પણ માણસના હાથથી હવે નિર્મુળ નહિં થઈ શકે. માણસો આવે ને જાય પણ મુસ્લીમ લીગ એવી ને એવી ઉભી રહેશે.

## યુદ્ધ પછીથી મામલો ફર્યો.

યુદ્ધની જાહેરાત પછી મુસ્લીમ લીગની સ્થિતી બહુ કોમળ કક્ષાએ આવી પહોંચી. કારણ કે આપણે અનિષ્ટકારો અને ઉંડા સમુદ્રની વચ્ચે આવી પડયા.

આપણે પણ હિંદની આઝાદીનીજ હિમાયત કરીએ છીએ (હર્ષના પોકારો) પણ એ આઝાદી એટલે મહાસભાનું જે ધ્યેય છે તે નહિ. મહાસભાવાદી પ્રાંતોમાં મહાસભાના મુસ્લીમો તરફના વર્તણનો આપણને છેલ્લાં અઢી વરસમાં સારી પેઠે અનુભવ થઇ ચુકયો છે.

## ગવર્નરોની ખામોશી.

મહાસભાવાદી પ્રાંતોમાં જે બનતું હતું તેની સામે આપણે ફરિયાદો કરી, પરંતુ ગવર્નરો ચુપ રહ્યા અને ગવર્નર જનરલે પોતાની નિસહાયતા, વ્યક્ત કરી. આપણે તેમની ખાસ જવાબદારીઓનું તેમને ભાન કરાવ્યું પણ આ જવાબદારીઓ હવે પોથીમાનાં રીગણાં જેવી બની રહી છે. આપણે બીજાઓ પર વિશ્વાસ અને આધાર રાખી ન શકીએ અને હું ખુબ ભાર પુર્વક તમને અરજ ગુજારું છું કે કે તમે સંગઠીત બનો. તમે તમારી જાત ઉપરજ ભરોસો રાખો. એજ મોટામાં મોટી અને સારામાં સારી સલામતિ છે. ગાંધીજી વીસ વર્ષથી કહેતા આવે છે કે હિંદુ—મુસ્લિમ ઐક્ય વિના સ્વરાજ્ય નહિ આવે, ગાંધીજી લોક સભા માટે લડત ચલાવી રહયા છે; તેમને અને મહાસભાને હું એટલું કહું કે જે લોકસભા માટે તેઓ લડત ચલાવી રહ્યા છે તેનો

અમે સ્વીકાર કરી શકીએ તેમ નથી ! લોકસભાનો ખ્યાલ અવ્યવહારૂ અને અસ્વિકાર્ય છે.

## મહાસભા હિન્દુ સંસ્થા છે

જો સમાધાન પર આવવાની ઈચ્છાજ હોય તો હું જે વારંવાર કહી ચૂકયો છું તે સાથે ગાંધીજી પ્રમાણિકપણે કેમ સહમત થતા નથી કે મહાસભા એ હિંદુઓની સંસ્થા છે અને તે હિંદુઓના મજબુત જુથનું પ્રતિનિધીત્વ ધરાવે છે. હું હિન્દુ છું અને મહાસભા એક હિન્દુ સંસ્થા છે એમ કહેવામાં ગાંધીજીએ શા માટે મગરૂરી ન લેવી જોઈએ.

## હું મુસ્લિમ છું

હું મુસ્લિમ છું અને મુસ્લિમ લીગ મુસ્લિમોનું પ્રતિનિધિત્વ ધરાવે છે એમ કહેવામાં મને શરમ આવતી નથી ! આ બધા ધડાકાઓ, સત્યાગ્રહની ધમકી અને લોકસભાની લડત શા માટે ? ગાંધીજી હિન્દુ નેતા તરીકે કેમ બહાર

નથી પડતા અને મુસલમાનો તરફથી મગરૂરી પુર્વક મને તેમને કેમ મળવા નથી દેતા ?

## અમારી મરજી વિનાનું બંધારણ !

આપણે માટે એવી જાહેરાત કરવાની આપણે માગણી કરી છે કે " આપણી સંમતિ અને મરજી વિના કોઈ પણ બંધારણ આપણા ઉપર ઠોકી બેસાડવામાં નહિ આવે. આપણી પીઠ પાછળ હિંદમાં કોઈ સમાધાન કરવામાં નહિ આવે. મને વિશ્વાસ છે કે આ એક વાજબી અને ન્યાયસરની માગણી છે. મુસ્લીમોને જોઈતું ન હોય તેવું કોઈપણ બંધારણ આપણે ઈચ્છતા નથી.

## આપણી તાકાતપર આધાર રાખો

બ્રી. સરકાર એવી ખાત્રી આપે એવી આપણે આશા રાખીશું પણ આપણે તો આપણી તાકાત અને સંગઠન ઉપરજ આધાર રાખવો જોઈએ. હું એ પણ જાહેર કરી દેવા માગું છું કે અમારી સંમતી વીનાની કોઈ પણ જાહેરાત

કરવામાં આવશે તો તેનો અમે સજ્જડ મુકાબલો કરીશું. અમારા આ મક્કમ ઇરાદા બાબત કોઈ ભુલવામાં ન રહે.

# લાહોર લીગનો ઈતિહાસીક નિર્ણય

લાહોરની ૨૭ મી લીગ બેઠક આજ સુધીની તમામ બેઠકોમાં અનેક રીતે ચઢીયાતી અને ઈતિહાસીક મહત્વ ધરાવનારી સાબીત થઈ છે. આ બેઠકમાં મુસ્લિમ ફેડરેશન અલગ કરવાનો મહત્વનો ઠરાવ પણ થયો છે જે આજની આંતર રાષ્ટ્રીય પરિસ્થીતી દરમ્યાન ખાસ મહત્વતા ધરાવે છે. આ ઠરાવમાં ઉત્તર હીંદના વધુમતીવાળા મુસ્લિમ પ્રાંતો જેમાં ૬ કરોડ મુસ્લિમો વસે છે. તેમનું અલગ ફેડરેશન કરવાની માંગણી કરવામાં આવી છે. આ ઠરાવ તેના અસલ રૂપમાં અત્રે ઉતારી લેવામાં આવે છે.

**લાહોરનો ઠરાવ** (૧) " અ. હિં. મુસ્લિમ લીગની કાઉન્સીલ અને કારોબારી સમિતીએ બંધારણીય મુદ્દા અંગે લીધેલાં પગલાં જે તેમના તા. ૨૭ મી ઓગસ્ટ, ૧૭ મી અને ૧૮ મી સપટેમ્બર અને ૨૨ મી ઓકટોબર ૧૯૩૯ તથા ૩ જી ફેબ્રુઆરી ૧૯૪૦ ના રોજ પસાર થએલા ઠરાવોમાં દર્શાવવામાં આવ્યા છે તેને મંજુર રાખીને તથા તેના પર પોતાની મહોર મારીને અ. હિં. મુસ્લીમ લીગની આ બેઠક ભારપુર્વક જણાવે છે કે સને ૧૯૩૫ ના હિંદ શાસન કાયદામાં રજુ કરવામાં આવેલી સમવાયતંત્રની યોજના આ દેશની ખાસ પરિસ્થિતીને બીલકુલ માફક આવે તેવી નથી અને તેનો અમલ થઈ શકે તેમ નથી. તથા મુસ્લિમ હિંદને તો તે સ્વીકાર્ય પણ નથી.

(૨) આ અધીવેશન ભારપુર્વક જણાવે છે કે હિંદનાં જુદા જુદા પક્ષો, કોમો અને હિતોની

સાથે મંત્રણા કરીને જેના ઉપર સને ૧૯૩૫નો હિંદ શાસન કાયદો રચાયેલો છે તે નીતિ અને યોજનાની પુનઃ વિચારણા કરવામાં આવશે એવી જાહેરાત કરે છે તે હદ સુધી ના, શહેનશાહની સરકારની વતી તા. ૧૮ મી ઓક્ટોબર ૧૯૩૯ ના રોજ વાઈસરોયે બહાર પાડેલો ઢંઢેરો ખાત્રી-દાયક છે. પણ જ્યાં સુધી આખી બંધારણીય યોજનાની નવેસરથી વિચારણા કરવામાં આવે ત્યાં સુધી મુસ્લિમ હિંદને સંતોષ નહી થાય અને તેમની સંમતિ અને મંજુરી સીવાય ઘડવામાં આવેલી કોઈપણ સુધારેલી બંધારણીય યોજના તેમને માટે સ્વીકાર્ય નહિ બને.

(૩) નીચેના મુળભુત સિદ્ધાંતો ઉપર નહિ રચાયેલી એવી કોઈ પણ બંધારણીય યોજનાનો આ દેશમાં અમલ થઈ શકશે નહિ. તેમજ તે મુસ્લિમોને સ્વીકાર્ય પણ નહિ બને. ભૌગોલીક રીતે એક કે બીજા સાથે સંકળાયેલા એકમોની

હદ એવી રીતે નક્કી કરવી કે હિંદના વાયવ્ય સરહદ અને પુર્વ ભાગોની સરહદ અને પુર્વ ભાગોની જેમ પ્રાંતોમાં મુસ્લિમોની સંખ્યાની દ્રષ્ટીએ વધુમતી હોય તેવા પ્રદેશોના 'સ્વતંત્ર રાજ્યો' બને એ રીતે વિભાગી કરણ કરવું અને તેમનું દરેક એકમ સ્વાયત્ત અને સર્વ સત્તાધિશ રહે, આ પ્રદેશોમાં એકમોમાંની લઘુમતીઓના ધાર્મિક સંસ્કૃતિક, આર્થીક રાજકીય વહીવટી અને બીજા હક્કો અને તેને લગતા હિતોના સંરક્ષણ માટે આ બંધારણમાં પુરતી, અસરકારક અને મેન્ડેટરી સલામતીઓનો ખાસ પ્રબંધ કરવો અને હિંદુસ્તાનના બીજા એવા ભાગોમાં જયાં મુસ્લિમો લઘુમતીમાં છે ત્યાં મુસલમાનો અને બીજી લઘુમતીઓના હિતો માટે અસરકારક હોય તેવી સલામતીઓ તેમની સંમતીથી નવા બંધારણમાં દાખલ કરવામાં આવે કે જેથી તેમના ધાર્મિક સંસ્કૃતિક આર્થીક રાજકીય વહીવટી અને બીજા હક્કો અને હિતો રક્ષીત થઈ જાય.

આ અધિવેશન કારોબારી સમીતીને સત્તા આપે છે કે આવા સિદ્ધાંત પર રચાયલી બંધારણની એક યોજના તઇયાર કરે જેમાં સંરક્ષણ, પરદેશને લગતું કામકાજ, વહેવાર, કસ્ટમ, અને એવી બીજી જરૂરી બાબતોની સત્તાઓનો પણ તેમાં સમાવેશ થઈ શકે.

## પયગામે અમલ

મુસ્લિમ લીગ ઉપર એ બોહતાન છે કે તે એક નીષ્ક્રીય સંસ્થા છે. પણ અમારા ધારવા મુજબ **કાએદે આઝમ** ના જીવનના છેલ્લા પાંચ વર્ષો પર એક ઉડતી નજર કર્યા પછી એમ કહેનારા બધાજ ટીકાખોરોના મ્હોં બંધ થઇ જશે.

લાહોર લીગના નિર્ણયથી હિંદના મુસ્લિમો સામે એક નવું પાનું ઉઘડે છે. તેમાં **અમલનો** પયગામ છે **એકતા** અને **સંગઠનનો** સંદેશ છે,

તેમાં હિંદના ૯ કરોડ મુસ્લિમોના ભાવિ માટે સુંદર આગાહી છે.

આવો ત્યારે! આપણે મુસલમાનો **કાએદે આઝમની** નેતાગીરી હેઠળ અને તેમણે બતાવેલા માર્ગ ઉપર ચાલીને આઝાદી, આબાદી અને તરક્કીના પંથે કુચ કરીએ!



# ઉપસંહાર

પ્રીય વાંચક!

**કાએદે આઝમ** જનાબ મુહંમદ અલી જીન્હા સાહબનું જીવન ચરિત્ર આપના જન્મથી આજસુધીના તેમના દેશ અને કોમ હીતના કાર્યો, ઉજ્વળ કારકીર્દી અને જુદા જુદા વખતે આપે કરેલા સચોટ અને દલીલ પુર્ણ ભાષણો જો વિસ્તાર પુર્વક લખવામાં આવે તો એક મોટું દળદાર પુસ્તક થાય. છતાંય આ નાનકડા પુસ્તકમાં કાએદે

આઝમના જીવન પ્રસંગોનો સમાવેશ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

× × ×

બિરાદરો ! આજે હિંદુસ્તાનના નવ કરોડ મુસલમાનો એક ભયંકર કસોટીમાંથી પસાર થઈ રહ્યા છે. આજે હિંદના મુસ્લિમોનું રાજકીય મહત્વપણું ભયમાં મુકાયું છે, ભાઇબંધ કોમો, ઈસ્લામી સંસ્કૃતી, તહઝીબ, ભાષા લીપી વીગેરેને બરબાદ કરવા કમર કસી મેદાને પડયા છે. ૧૯૩૫ ના બંધારણે વધુમતી કોમને એટલી બેલગામ સત્તા આપી હતી કે એ બંધારણ દ્વારા થોડાકજ વર્ષોમાંજ મુસ્લિમોનું રાજકીય મહત્વ ભુંસાઈ ગયું હોત અને તેઓને હંમેશ માટે વધુમતી કોમોના ગુલામો તરીકે અથવા સાફ શબ્દોમાં કહીએ તો રાજકીય ગુલામો તરીકે પોતાનું જીવન વીતાવવું પડત.

પરંતુ ખુદાના લાખ લાખ શુક્ર છે કે એક મહાન શખસીયતે અણીને અવસરે મુસ્લિમોને એકત્ર અને સંગઠીત કરી રાજકીય જાગૃતી પેદા કરી, વીરોધીઓની જાદુઈ જાળને છીન્ન ભીન્ન કરી નાખી છે

મુસલમાનોના રાજકીય અસ્તીત્વને મીટાવી દેવા માટે તો કોંગ્રેસી નેતાઓ બાપોકાર કહેતા હતા કે હીંદીમાં એકજ કોમ વસે છે. અને તે **હીંદીઓ** છે. કોંગ્રેસે પ્રધાનમંડળો સ્વિકાર્યાં પછી પંડીત જવાહરલાલે કલકત્તામાં ભાષણ કરતાં જણાવ્યું હતું હવે હિંદમાં માત્ર બેજ પક્ષ છે. એક કોંગ્રેસ અને બીજો બ્રીટનનો પક્ષ. આવા જવાબદાર નેતા તરફથી એ આમ કહેતી વખતે હીંદના ૯ કરોડ મુસલમાનોને સીફત પુર્વક ભૂલાવી દેવામાં આવ્યા હતા અથવા એમ કહીએ કે " જાણી જોઈને નઝરઅંદાઝ કરવામાં આવ્યા હતા " તોય ખોટું નથી. કોંગ્રેસના આ દાવાનું પરિણામ શું આવ્યું હોત તે કલ્પવું મુશ્કેલ

નથી. બ્રી. સરકાર સમક્ષ હીંદના ૩૫ કરોડ તરફથી બોલવાનો હક માત્ર કોંગ્રેસ પાસેજ રહેત પરંતુ કોંગ્રેસની જાદુઈ જાળને ભેદનારા કાએદે આઝમ આ વસ્તુ પારખી ગયા તેમણે મુંબાઈના મલબાર હીલ પરથી પડકાર કર્યો કે " સબર કરો ! હિંદમાં બે પક્ષ નહિ પણ ત્રણ પક્ષ છે. એક કોંગ્રેસ, (૨) સરકાર અને ત્રીજો પક્ષ મુસ્લીમોનો છે જેમની સંખ્યા ૯ કરોડની છે.

કાએદે આઝમે આ પડકાર કરવા સાથેજ ભયનું બ્યુગલ ફૂંકી મુસ્લિમોને બતાવ્યું કે તમારૂં અસ્તીત્વ ભયમાં છે માટે જાગો અને એકત્ર થાઓ.

કાએદે આઝમની હાકલે ગાફીલ મુસલમાનોને જાગૃત કર્યા અને હિંદના દરેક પ્રાંતો અને દુર દુરના પ્રદેશોમાં **લીગ**નો પ્રવાહ ફેલાઈ ગયો. ખરેખર આવી મહાન શખ્સીયત જે એકતા સાધવા અને ઈત્તેફાક કરવાનો કુર્આની પયગામ તવહીદના સંતાનોને સમજાવી રહી છે તે દરેકે દરેક માન અને સન્માન ને યોગ્ય છે એટલુંજ

નહિ બલ્કે તેનું નામ ઈસ્લામી તવારીખમાં ચીર સ્મરણીય થઈને અમર રહેવા સર્જાયું છે.

આજે એ મહાન વ્યક્તિ તરફ હિંદના ૯ કરોડ મુસલમાનો આશાભરી મીટ માંડી રહ્યાં છે. જગતમાં આજે ચોમેર અશાંતી અને ઉલ્કાપાત મચ્યો છે, યુરોપના ફીરંગી જંગે આખા જગતમાં પોતાની અસર ફેલાવી દીધી છે. જંગનો રંગ દીવસો વધવા સાથે અતી ભયંકર રૂપ ધારણ કરતો જાય છે અને જ્યારે આ ખુદાઈ કહેર યાને માનવસંહારનો અંત આવશે ત્યારે આપણે જોઈશું કે જગતના નકશાના રંગ પલટાઈ ચુકયા હશે.

બિરાદરો, ફીરંગી જંગ શરૂ થતાંજ હિંદમાં પણ આફતના ઘેરાં ઘેરાં વાદળા છવાઈ ગયાં છે. વાતાવરણ બેચેન અને તુફાની છે. આપણે ઈચ્છીએ અને ખુદા પાસે દુઆ કરીએ કે આ રાજકીય ઉલ્કાપાતમાંથી હિંદી મુસ્લિમો સહીસલામત બહાર આવે,

દુન્યામાં દરેક શુભ કામમાં હંમેશાં વિરોધીઓ રોડા તો અટકાવેજ છે. મુસ્લિમ ઐક્ય અને સંગઠન કાર્યમાં પણ આજે એવીજ વિરૂધ્ધતાઓના દર્શન થઈ રહ્યાં છે. બીજા તો બીજા કેટલાક રોટીપરસ્ત અને કોમફરોશ ગદ્દાર મુસલમાનોજ આજે મુસ્લિમ કોમના દુશ્મન બન્યા છે.

બિરાદરો ! એકલી લોખંડની કુહાડી ઝાડને કાપી શકતી નથી પણ એજ ઝાડની એક ડાળીનો હાથો બનાવી કુહાડીના માથામાં ઘાલી બંનેના સંયુકત બળથી જ્યારે ઝાડ પર પ્રહાર કરવામાં આવે છે ત્યારે ગમે તેવું મજબુત ઝાડ પણ ઉખડી જાય છે અને નાશ પામે છે. દોસ્તો ! આજે અમારી કોમમાં પણ **કુહાડીના હાથા** પાક્યા છે જેઓ કોમનો નાશ કરવા તૈયાર થયા છે. આ કુહાડીના હાથાઓથી મુસલમાનો બચે અને બીજાને બચાવે.

મારા ઈસ્લામી બિરાદરો ! ખુદાએ આપણને કોકટીના—અણીના પ્રસંગે એક નેતા આપ્યો છે,

જે બાહોશ છે, નીડર છે, વિદ્વાન છે, દુન્યાની લાલચો અને નાશવંત ખાહેશોથી દુર છે. એનો એકજ સંદેશ છે કે " મુસલમાનો, લીગના હીલાલી ઝંડા હેઠળ એકત્ર અને મજબુત થાઓ, કારણ કે સંગઠન સિવાય દુન્યામાં તમે ઇઝઝત પુર્વક નહિ જીવી શકો."

દોસ્તો ! આવા એક નિસ્વાર્થ નેતા માટે આપણુ દીલના ઉંડાણમાંથી આપણી દુવા છે કેઃ—

" ખુદાપાક " **કાએદે આઝમ** " ની ઉમ્ર દરાઝ કર, અને તેમને હંમેશાં સુખરૂપ રાખ— આમીન !

## દુઆ

તું રહે યક સદા સીસાલ સલામત જીનાહ
હે તેરી ઉમ્રમે અલ્લાહ બરકત જીનાહ
ઇસ દુઆ પર તો કહે જીન્નો મલકભી આમીન
ઝિંદા અય ' **શમ્સ** ' રહે કાએદે મિલ્લત જીનાહ

( અઝ ' **શમ્સ** ' એહમદાબાદી )

# મુહંમદઅલી જીનાહ

(લાહોરની બેઠકમાં ગવાયેલી નઝમ)

મિલ્લત કા પાંસબાં હે મુહંમદઅલી જીનાહ
મિલ્લત હે જીસ્મ, જાંહે મુહંમદઅલી જીનાહ
સદ શુક્ર ફીર હય ગરમે સફર અપના કારવાં
ઓર મીરે કારવાં હય મુહંમદઅલી જીનાહ
તસ્વીરે ઉઝમ, જાને વફા, રૂહે હુરરીયત
હય કૌન ! બેગુમાં હે મુહંમદઅલી જીનાહ
રખતા હય દીલમે તાબો તવાં ૯ કરોડ કી
કહેનેકો નાતવાં હે મુહંમદઅલી જીનાહ
રગ રગમે ઈસકી વલવલા, હે હુબ્બે કૌમકા
પીરી મેં બી જવાં હે મુહંમદઅલી જીનાહ
લગતા હય ઠીક જા કે નશાનેપે જીસકા તીર

અયસી કડી કમાં હય મુહંમદઅલી જીનાહ
મિલ્લત હુઈ હય ઝીંદા ફીર જીસકી પુકારસે
તકદીરકી અઝાં હે મુહંમદઅલી જીનાહ
ગયરોં કે દીલભી સીનેકે અંદર દહલ ગએ
મઝલુંમ કી દુઆ હય મુહંમદઅલી જીનાહ
ઉમરે દરાઝ પાએ મુસલમાં કી હય દુઆ
મિલ્લત કા તરજુમાં હય મુહંમદઅલી જીનાહ

**(મીયાં બશીર એહમદ સાહેબ)**
(બાર, એટ. લૉ.)



# જરા આટલું વાંચશો?

જ્યા સુધી તમારા ઘરમાં આવા પુસ્તકો નહિ વસાવો ત્યાં સુધી તમારી અવલાદ ઈસ્લામી ઇતીહાસ અને સાહિત્યથી જાણકાર નહિજ બને

**નીચેના પુસ્તકો ઉપર નજર નાખો:-**

## સત્તર વર્ષનો સિપેહ સાલાર
## ગાઝી મુહંમદ બિન કાસીમ

જેણે

કુફ્રસ્તાનમાં તવહીદનો ડંકો વગાડ્યો
હિંદુસ્તાનમાં પાકિસ્તાન કાયમ કર્યું
અને સિંધમાં હીલાલીઝંડો ફરકાવ્યો

**એ નવજવાન સેનાપતિ**

અને તેના મુઠીભર બહાદુર અરબ મુજાહેદોના દીલ ધડકાવનારા કારનામાઓથી જાણકાર

---

## હિન્દના ઇતિહાસમાં

( હિંદુ મુસ્લિમ એકતા )

મી. ઇમામુદ્દીને લખેલા આ પુસ્તકમાં હિંદમાં અગાઉ ઈસ્લામી કાળમાં કેવી હીંદુ મુસ્લિમ એકતા હતી. તેના ઈતિહાસીક બનાવો રજુ કરવામાં આવ્યા છે.

કીંમત માત્ર ૦–૮–૦

# ઉર્દુ હરફે અને ઉર્દુ ભાષામાં.

મવ. શરરના પુસ્તકો ઉર્દુ સાહિત્યમાં અનોખું સ્થાન ધરાવે છે. તેમની લેખીનીએ ઇતિહાસને વાર્તારૂપે રજુ કરવામાં હદ કરી છે. તેમની લેખનીથીજ લખાયલા આ ઉર્દુ ભાષાના ઈતિહાસીક પુસ્તકો જરૂર મંગાવો:—

| | |
|---|---|
| માહે મુલ્ક | કી. ૧—૪—૦ |
| મફતુહ ફાતેહ | ૧—૦—૦ |
| ફીલપાના | ૧—૪—૦ |
| શવકીન મલકા | ૧—૮—૦ |
| જોયાએ હક ( બે ભાગ ) | ૧—૧૨—૦ |

---

## ઉર્દુ જબાન અને ગુજરાતી હરફમાં

---

મર. શરર ના ઉર્દુ પુસ્તકો એટલા લોકપ્રીય બની ગયાં છે કે ઉર્દુ નહિ જાણનારા મુસ્લિમો ઘણી વખતે નીરાશ બની જાય છે તેથી તેમના કેટલાક પુસ્તકો ઉર્દુ જબાન અને ગુજરાતી હરફમાં પણ છપાવવામાં આવ્યા છે:—

આ રહ્યાં:—